॥ यतो धर्म स्ततो जयः ॥ ॥ क्षमा विरस्य भूषणम् ॥



# શ્રી અંબરીષ નાટક.

पंचाङ्की.

ખાસ વાંચવા માટે રચનાર.


## કવિ હરિશંકર માધવજી ભટ્ટ

(કંસવધ નાટકના લેખક અને મોરબી આર્ય સુબોધ કંપનીના જુના ભાગીદાર.)



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**જીવનલાલ હરિશંકર ભટ્ટ**

**મોરબી.**

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.




કિંમ્મત રૂ. ૧-૮-૦.

# સાહિત્ય વિષે મહાત્મા ગાંધીજીના વિચારો.



સાહિત્યના રસીકોને હું પુછું છું કે તમે તમારી કૃતિ મારફત મને પ્રભુની પાસે જલદી મુકશો કે કેમ? જો મને તેઓ "હા"માં જવાબ આપશે તો તેઓની કૃતિમાં હું ગિરફતાર થઇ જઇશ. સાહિત્ય સેવકના પુસ્તકમાં મને કંટાળો ઉપજે તો મારી જડતાનો દોષ નથી, દોષ છે તેની કળાનો. શક્તિવાન સાહીત્ય સેવકે કળાને એવી તો ખીલવવી જોઇએ કે વાંચનાર તેના વાંચનમાં લીન થાય, મને દીલગીરી થાય છે કે આપણા સાહિત્યમાં આવું ઓછું છે. આપણું સાહિત્ય અત્યારે એવું છે કે જન સમાજ તેમાંથી એકાદ વસ્તુ પણ લઈ શકે તેમ નથી. આપણા સાહિત્યમાં એક પણ એવી વસ્તુ નથી કે જે અઠવાડિયાને સારૂ, એક વરસને સારૂ, કે એક જમાનાને સારૂ નભી શકે.

હું બાણભટ્ટની કાદમ્બરી નથી માગતો, પરંતુ તુલસીદાસનું રામાયણ માગું છું. કાદમ્બરી હંમેશાં રહેશે કે કેમ એ વિષે મને શંકા છે, પરંતુ તુલસીદાસનું આપેલું તો હંમેશને માટે રહેવાનું છે.

ગુજરાતની રાંકડી પ્રજા, માધુર્યવાળી પ્રજા અને જેની સજ્જનતાનો પાર નથી, જે પ્રજા આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઇશ્વરમાં અખંડ વિશ્વાસ છે, એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્ય સેવકોએ મજૂરો, કોષ હાંકનારાઓ અને એવા બીજા માટે પોતાના કાવ્યો રચવાં જોઇએ, એવા માટે લખવું જોઇએ.

આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે.

**રંગ ભૂમિ ત્રિમાસિક સંવત ૧૯૭૯ના માઘ વસંત અંકમાંથી.**

મુંબઇ ગુજરાતી તા. ૧૯ જાન્યુઆરી ૧૯૦૮.

**શ્રી અંબરીષ નાટકની બેનીફીટ નાઇટ.**

મુંબઇ ગુજરાતી તા. ૧૯ જાન્યુઆરી ૧૯૦૮.

## શ્રી અંબરીષ નાટકની બેનીફીટ નાઇટ.

……એ ખેલ ગોસ્વામી મહારાજના આશરા અને હાજરીમાં બહુ સારી રીતે ભજવી બતાવવામાં આવ્યો હતો. ભક્તિ નીતિ અને ઉચ્ચ મનુષ્યત્વના બોધથી ભરપુર આ નાટક પ્રજામાં એકે અવાજે વખણાયેલો હોવાથી, તેમજ તેના લેખક મી. હરિશંકર પોતાના એકટીંગ અને સૌજન્યથી પ્રિય હોવાથી ગોસ્વામી મહારાજો, શેઠીઆઓ, વૈષ્ણવો અને જાહેર પ્રજાજનો પોતાના કુટુંબ સાથે તે ખેલમાં હાજર થયા હતા. અને મી. હરિશંકરને માન અને આશ્રય આપ્યો હતો. **મુંબાઇજ નહિ પરંતુ ગુજરાતી ભાષામાં** આજ એવું નાટક છે કે જે બાપ દીકરી સાથે બેસીને જોઇ શકે. સ્વર્ગસ્થ કવિ દલપતરામે દીકરી પિતાની પાસે વાંચી ગાઇ શકે એવીજ કવિતા જેમ જન મંડળને આપી છે, તેમ મી. હરિશંકરે ઉંચા તત્વજ્ઞાન અને ભક્તિથી ભરપુર આ એક પૌરાણિક નાટક ગુજરાતી પ્રજાને આપ્યું છે. અને ગુરૂવારે પ્રજાએ તેની યથાર્થ તુલના કરી, મી. હરિશંકરને પણ ઉત્તેજન આપ્યું છે.



## મોરબી સ્ટેટના આાજમ એજ્યુકેશનલ ઇન્સપેક્ટર શ્રીયુત છોટાલાલ ચુનીલાલ સુતરીયા બી.એ. તા. ૫-૬-૨૪ના રોજ લખે છે કે:—

ભાઇ હરિશંકર માધવજી ભટ્ટે રચેલા શ્રી અંબરીષ નાટકનો હસ્ત લેખ હું વાંચી ગયો છું. ભાષા સાદી, સરલ, સાધારણ માણસોને પણ વાંચવી ગમે એવી છે. વસ્તુ સદ્‌બોધક અને ભક્તિપ્રદ છે. પાત્રોની પ્રસંદગીમાં પરસ્પર વિરોધી પાત્રો દાખલ કરીને સ્વાર્થી, ભક્તિ દ્વેષી, સ્વાર્થનષ્ટ હૃદયોના શ્યામ રંગની ભૂમિકાની સહાયતાથી ઉદારચિત્ પ્રભુ પારાયણ, આત્મવત્ સર્વે ભૂતોને જોનારા, ભક્તજનોની ઉજ્જવલતાને વિશેષ તરતી બતાવી નાટકનું ચિત્ર આકર્ષક અને ઉંડી અસર પેદા કરે એવું બનાવ્યું છે.

એકંદર રીતે નાટકના પુસ્તકો જે દોષોને લઇ ઉઘરતી પ્રજાને અવળે રસ્તે દોરી જનારા થઇ પડે છે તેનો આ લેખમાં અભાવ જોઇ આનંદ થાય છે. ભક્તિરસ પ્રધાન આ નાટક આ બાલ વૃદ્ધ સર્વેના હાથમાં મુકવા જેવું છે.

---

(તે સિવાય ધર્મધ્વજ, આર્ય ધર્મ પ્રકાશ, મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન, જામે જમશેદ, ભરૂચ સમાચાર, દીનમણી વિગેરે જાણીતા પત્રોએ પણ એવોજ અભિપ્રાય બતાવેલો છે. જે સ્થળ સંકોચને લીધે અત્રે આપેલો નથી.)

જીવનલાલ વિ. હરિશંકર.

# આશ્રયદાતાની ઉપકાર સાથે નામાવલી.



| નામ. | ગામ. | નકલ. |
|---|---|---|
| શ્રીમંત મહારાજા નેકનામદાર ઠાકોર સાહેબ શ્રી ૭ લખધીરજી બહાદુર, સ્વસ્થાન શ્રી મોરબી. | મોરબી | ૫૦ |
| માતુશ્રી ઝાલીમા સાહેબ નંદકુંવરબા | ,, | ૨ |
| બા શ્રી નવા બા સાહેબ | ,, | ૧ |
| કુંવરી શ્રી હરિબા સાહેબ | ,, | ૧ |
| કુંવરી શ્રી મયાબા સાહેબ | ,, | ૧ |
| શ્રીયુત્ રણછોડદાસ વંદ્રાવનદાસ પટવારી બી. એ. એલ. એલ. બી. મુખ્ય દિવાન સાહેબ | ,, | ૧૦ |
| શ્રી કુબેર | ,, | ૭ |
| શ્રીયુત હીરાભાઇ ઇશ્વરભાઈની કુાં. હસ્તે ગોવર્ધનભાઇ ઇશ્વરભાઇ | અમદાવાદ | ૫ |
| ,, મનસુખલાલ તારાચંદ દફતરી ટ્રાફીક મોરબી સુપિન્ટેન્ડેન્ટ મોરબી રેલવે | | ૫ |
| ,, ડોકટર કાલીદાસ મોતીરામ | રાજકોટ | ૪ |
| ,, વનેચંદ પોપટભાઈ પારેખ | મોરબી | ૨ |
| ,, નવલચંદ ડોશાભાઈ વકીલ | ,, | ૨ |
| ,, અંબાશંકર જયશંકર પંચોળી | ,, | ૨ |
| ,, છોટાલાલ ચુનીલાલ સુતરીયા બી. એ. એજયુકેશનલ ઈન્સ્પેકટર | ,, | ૧ |
| ,, ડોકટર ડી. સી. ઓઝા એમ બી. બી. એસ. ચીફ મેડીકલ ઓફીસર | ,, | ૧ |
| ,, રાજવૈદ્ય લક્ષ્મીપ્રસાદ વિશ્વનાથ વિઠ્ઠલજી ભટ્ટ | ,, | ૧ |
| ,, ડોકટર પી. ડી. રાવલ હેલ્થ ઓફીસર | ,, | ૧ |



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥





## વિષ્ણુ ભગવાનની પ્રાર્થના.

असितगिरिसम स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनि पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तवगुणानामीशपारं न याति. ॥ १॥

**અર્થ**—નીલગીરી પર્વતના જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગલ હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી શારદા સદાકાળ લખ્યા કરે, તોપણ હે ઇશ્વર! ત્હારા ગુણુનો પાર આવે નહિં.

હે નાથ! આસ છે તો મારાથી આપના અપાર ગુણુ મહિમાનું યત્કીંચિત વર્ણુન આપની કૃપાવિના એક નાટય પ્રયોગદ્વારા કેમ થઇ શકશે? આપ જ્ઞાન સાગરનું હું એક બિન્દુ છું. કૃપાકરી મારૂં ભિન્નપણું, અહંપણું ગાળી નાખો. મેં આમ કર્યું તેમ કર્યું એ મારૂં મિથ્યાભિમાન આપના ચરણુ કમળમાં સમાવી દીઓ.

આપ આપના વડેજ અનુભવમાં આવો એવા અનુપમ છો. આપ સર્વવ્યાપક પરમાત્મા સર્વજ્ઞ સર્વના સુત્રધાર રૂપ છો. હું

આપની ચૈતન્ય દોરીવડે નાચનારો નટ છું. આપ નચાવશો તેમ નચાશે, આપ બોલાવશો તેમ બોલાશે, અને આપ લખાવશો તેમ લખાશે. આપની ઇચ્છા વિના એક પાનડું પણ હલતું નથી માટે આપ દયાસાગર પરમ જ્ઞાનસ્વરૂપ સદ્ગુરૂસ્વરૂપ બુદ્ધિના પ્રેરક થઇ આપના પરમ ભકત અંબરીષ રાજાના ચરિત્રરૂપ નાટય પ્રયોગ લખાવશો જેથી મારૂં, પાત્રનું, પ્રેક્ષકનું અને વાચકનું કલ્યાણ થાય. સર્વના હૃદયમાં આપના પ્રતિ અપૂર્વ શ્રદ્ધા ભકિત ઉત્પન્ન થાય અને પરિણામે સર્વનું શ્રેય થાય એજ દીનતા પૂર્વક પ્રાર્થના કરૂં છું.

તથાસ્તુ.
શ્રાવણ સુદ ૨
સંવત ૧૯૯૨

લેખક.



ધર્મ ધ્વજ પત્ર ૧૯૬૪નો ફાગણના અંકમાં લખે છે કે:— ઉત્તમ કવિ અને ચિત્રકારમાં પરમેશ્વરનો અંશ રહેલો છે, એમ કહેવાય છે અને તે સત્ય પણ છે. તેથી પરમેશ્વરનો અંશ જેમાં રહ્યો છે એવા કવિએ રચેલા નાટકમાં બુદ્ધિમાનને ઘણું જોવા જાણવાનું મળે છે.

# અર્પણ પત્રિકા.

દૈવી સંપત્તિ યુક્ત શ્રીમાન્ શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી જસ્ટિસ
ઑફ ધી પીસ અને ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ

મુંબઈ.

શ્રીયુત મહાશય,

આર્ય ધર્મ નીતિ અને ઇશ્વર ભક્તિ સાથે સદ્ વિદ્યાના શુભ અંકુરો આપશ્રીને વડીલોપાર્જીત વારસામાં મળેલા છે. તેને સદ્ ઉપદેશ રૂપી જળ સીંચનથી નાની વયમાંથીજ આપે ખીલવેલા હોવાથી સદ્ગ્રંથો પ્રતિ આપની સ્વાભાવિક અભિરૂચિ રહે છે. તદનુસાર આ **અંબરીષ નાટક** આપશ્રીને બીજાં નાટકો કરતાં વધારે પસંદ આવ્યું અને એજ ઇશ્વર કૃપાથી આપશ્રીના સ્નેહ સમાગમ અને સદ્ભાવનું કારણ થયું છે. ઇશ્વરની ગહન ગતિ છે. આપશ્રીના પંદર વર્ષના પરિચયથી મને જણાયું કે આ નાટકમાં અંબરીષ અને તેની રાણી કમળાના જે સદ્ગુણો આલેખાયા છે તેવાજ બહુ અંશે આપ દંપતિમાં છે. એવા એક ઉત્તમ ભક્તના લક્ષણો એક પત્નીવૃત, એક વચનીય, દયા, ક્ષમા, ઉદારતા, ગંભીરતા, સર્વસંપત્તિ છતાં નિરાભિમાનપણું, પ્રાણીમાત્રપ્રતિ આત્મભાવ, પ્રસન્નતાયુક્ત, શાંત સ્વભાવ વિગેરે આપના વિચાર, વાણી, અને વર્તનમાં જોઇ અતિ હર્ષથી આ આપને પ્રિય પુસ્તક પ્રેમ પૂર્વક સવિનય અર્પણ કરૂં છું. તે સ્વીકારશો.

કેમકેઃ—

દોહરા.

સારા સાર સંસારમાં, હંસ વૃતિના હોય,
સાર ગ્રહિ સુખ ભોગવે, અસારે નહિં મોહ્ય. ૧.

શૃંગારાદિ રસ બધા, ખોટાં મોતી ગણાય,
સાચું મોતી શાંતરસ, હંસ થકીજ અણાય. ૨.

રાજ હંસ મોતી ચરે, કાગ કણિકા ખાય,
શાંત રસના ભોગી તે, હંસરાજ કહેવાય. ૩.

એવું આપનું પવિત્ર અને અનુકરણીય જીવન વૃતાંત આ સદ્ગ્રંથ સાથે સામેલ રાખી મારી ઘણા દિવસની ઉમેદ પુરી કરી સંતોષ પામું છું.

વિક્રમ સાં. ૧૯૮૦
કાર્તિક શુદી ૨
મોરબી.

લી. આપનો શુભ ચિંતક
હરિશંકર માધવજી ભટ્ટ.

---

શ્રેયસ્સાધક મંડળનું ધર્મ ધ્વજ પત્ર સંવત ૧૯૬૪ના ફાગણના અંકમાં લખે છેઃ—

શ્રી કૃષ્ણ પરમાત્માની મૂર્તિ જોતાં કે તેનું નામ સાંભળતા જે વિલક્ષણ અસર (પરમભક્ત) ગૌરાંગ પ્રભુને થતી તેવી અસર ભાગ્યેજ અન્યને થતી. તે પ્રમાણે આ નાટકની જેના અંતઃકરણમાં પરમાત્મા પ્રતિનો કંઇ પણ પ્રેમ છે તેને જેવી અસર થવાનો સંભવ છે તેવી બીજાને ઓછીજ થવાનો સંભવ છે.

અંબરીષ નાટકના કર્તા શ્રી હરિશંકરભાઇ પવિત્ર આચાર વિચારના હોવાથી તે પોતાના નાટક વડે પ્રજાનાં મન ઉપર ઉંડી છાપ પાડવા શક્તિમાન્ થયા છે.

શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી જસ્ટીસ ઓફ ધી પીસ અને

ઓનરરી મુંબઇ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેઇટનું

# જીવન ચરિત્ર


લખનાર

**નરમણી.**



પ્રગટ કર્તા

**ચીમનલાલ બાળાભાઈ મહેતા બી. એ.**




આ ઉત્તમ વિદ્વાનની કલમથી લખાયેલું સને ૧૯૨૩માં બહાર પડેલું તે ઘણું ઉત્તમ હોવાથી ફેરફાર વગર આંહીં લઉં છું.



# ઉપોદ્‌ઘાત

શ્રી પરમાત્મા જે નરને ઐહિક સંપતિની નવાજેશ કરે છે તેના ઉપર કર્ત્તવ્યની જવાબદારી પણ તેટલેજ અંશે મૂકે છે એ જવાબદારીને હોંસ પૂર્વક જે ધનનાયકો અદા કરે છે તેઓજ શેઠ શ્રેષ્ટ કહેવાય, સ્વચ્છંદી દેહવૈભવમાં નાણું અને કાળ વ્યતીત કરનાર ધનિકને "શેઠ" ન કહી શકાય તે નજ કહી શકાય.

જીંદગી વૈભવને માટે નથી પણ કર્તવ્યને માટે છે એ ભવ્ય સિદ્ધાંત આપણા ચરિત્ર નાયકના જીવનમાં તેમજ તેમના કુટુંબના દરેક પુરૂષ રત્નના જીવનમાં, સબળ અંશે જોવામાં આવે છે. ચંચળ ગણાતી લક્ષ્મીને દીર્ઘ–જીવી કરવાની કળાનો અભ્યાસ તેઓ ઉમંગભેર કરતા આવ્યા છે અને એજ કારણથી વ્યાપાર વર્ગના અનેક ભાગ્યશાળી યુવકને પોતાના તન–મન–ધનનો ઉપયોગ કયાં કરવો ને કયાં ન કરવો તેની કુંચી આ લઘુ લેખમાંથી ઝટ જડી આવશે.

જીવન ચરિત્રનો લેખ ટુંકો ભલે હોય પણ જો તે મુદ્દાસર લખાયો હોય તો જીજ્ઞાસુ જનને તેમાંથી ઘણું શીખવાનું મળે સંસાર જેવા તોફાની દરીઆમાં અટવાયલા વહાણવટીને સુમાર્ગ દેખાડવા માટે દિવાદાંડી માંહેલો એક દિવો પણ બસ છે!

નરમણિ.



# શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી

## જસ્ટીસ ઓફ ધી પીસ, અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટનું

## જીવન ચરિત્ર



મુંબઇ ઇલાકાની સર્વે હિંદુ કોમોમાં ભાટીઆની જ્ઞાતિ સુપ્રસિદ્ધ છે. એ જ્ઞાતિમાં વેપાર રોજગાર તથા જાહેર સખાવતોની બાબતમાં ઘણાએક કુટુંબીએ આગેવાની ભર્યો ભાગ લીધો છે, અને તેવા કુટુંબોને ભાટીઆ જ્ઞાતિમાં શેઠીઆ તરીકે ઓળખવામાં આવે છે. શેઠ ઠાકરશી મુળજીનું કુટુંબ એ રીતે બહુ જુના વખતથી જાણીતું થયું છે. તે કુટુંબ પૈકી એક એક પુરૂષ જાહેરમાં કંઇને કંઇ નામના કરી ગયા છે. એ નામીચા કુટુંબમાં શેઠ હંશરાજનો જન્મ સંવત ૧૯૩૬ના પોષ સુદિ ૧૫ ને મંગલવાર, ઇસ્વી સને ૧૮૮૦ ના જાનેવારીની ૨૭ મી તારીખે શ્રી મુંબઇ મધ્યે તેઓના કાલકાદેવી ઉપર આવેલી જુની હનુમાન ગલીવાળાં કુટુંબિક ઘરમાં થયો હતો.

કોઇએક મહા પુરૂષે અમુક સમયે અમુક અર્થ પ્રાપ્ત કીધો અને અમુક પ્રસંગે અમુક પ્રકારની લોક સેવા બજાવી એટલા પુરતું વર્ણન લખી જવાથી જીવન ચરિત્રો લખવાની નેમ સચવાતી નથી. પરંતુ તે તે મહા પુરૂષમાં વિલક્ષણ શકિતઓ અને ગુણો કેવા

પ્રકારના હતા અને તે શકિતઓ તથા ગુણોનો વ્યવહારમાંના દરેક પ્રસંગે તેમણે કેવો ઉપયોગ કર્યો તે સ્પષ્ટ દેખાડીને જીજ્ઞાસુ વાચક વર્ગને સાટે સમયને અનુકુળ વર્તન કરવાનો માર્ગ સુગમ કરી આપવો એવી ખાસ નેમથીજ જીવન ચરિત્રો લખવાં જોઇએ. એવાં જીવન ચરિત્રો વડે, લેખક તથા તેનો લેખ તેમજ તે લેખમાંનો ચરિત્ર નાયક, એ ત્રણે, જગતમાં અમર થયા છે.

પવિત્ર અને શ્રીમંત કુટુંબમાં જન્મ લેવો એ પણ પુર્વ જન્મનાં સુકૃત્યનું ફળ છે. એવા કુટુંબમાં જન્મ લેનાર નરને, એક તો પૂર્વ જન્મનો બુદ્ધિયોગ પ્રાપ્ત થયો હોય છેજ; અને તે સાથે તેનામાં બચપણથીજ સુસંસ્કારો આવીને વસે છે, એટલે, પરિણામે તે નરનું જીવન ચરિત્ર કંઇક વિલક્ષણ પ્રકારે શોભિ રહે છે. એ રિતે આ શ્રીમાન્ કુટુંબમાંના કયા કયા શુભ ગુણો **શેઠ હંસરાજમાં** ઉતરેલાં છે તે બતાવવાને ખાતર આખા કુટુંબનો ટુંક ઇતિહાસ અત્રે આપવો એ અનુચિત નહીં ગણાય. પશ્ચિમ સમુદ્રને કિનારે હિંદુઓના પવિત્ર ધામ દેવ દ્વારિકાની પાસે વરવાળા નામે એક નાનું ગામ છે. જુના કાળમાં વાઘેર એટલે કાબા લોકોના રાજાની એ રાજધાની હતી. જામ ખંભાળીયાના ભાટીયા શેઠ દયાળ ખીમજીનાં પત્નીનો સ્વર્ગવાસ થવાથી તેમના બાળક પુત્ર શેઠ આડત દયાળ સંવત ૧૮૦૫ માં દશ વર્ષની વયે પોતાના મોસાળ શ્રી વરવાડામાં આવીને રહ્યા. મોટા થયા બાદ કેટલાએક પરચુરણ રોજગાર કીધા પછી સંવત ૧૮૪૦ માં તેઓ મસ્કત બંદર તરફ વેપાર અર્થે સિધાવ્યા.

એ સમયમાં વહાણની મુસાફરી બહુજ જોખમ ભરેલી હતી આખા પશ્ચિમ સમુદ્રમાં ચાચિયાંની લુંટ ફાટથી ત્રાસ વર્તી રહ્યો હતો. પોર્ટુગીઝ અંગ્રેજ અગર પેશ્વાના કાફલા એ ચાંચિયાને પુરે-પુરા વશ રાખી શકતા નહિ એવા ભયપ્રદ સમયમાં પણ ભાટીઆ

વેપારીઓ આફ્રિકા અને અરબસ્તાનનાં બંદરો સુધી ધમ ધોકાર વેપાર ખેડતા. સાંભલવામાં આવ્યું છે કે આજથી સવા ચારસો વરસ ઉપર હિંદુસ્તાનમાં આવનાર પોર્ટુગીઝ કપ્તાન વાસ્કો ડિગામાને દક્ષિણ આફ્રિકામાંથી કલીકટ બંદર સુધીનો રસ્તો દેખાડનાર વેપારી તે ભાટીઆ જ્ઞાતિનોજ કોઇક પુરૂષ હતો, શેઠ આડતના પુત્ર શેઠ સુલજીએ પણ પરદેશનોજ વેપાર ખેડયો અને શેઠ સુલજીના પુત્ર શેઠ ઠાકરશી અઢાર વર્ષની વયે પિતાની પરવાનગીથી સ્વતંત્ર રોજગાર ચલાવવા માટે સંવત ૧૮૬૩ એટલે ઇસ્વી શને ૧૮૦૭માં ત્રણ હજાર કોરીની કીંમતનો માલ એક વહાણમાં ભરીને શ્રી મુંબઇ બંદરે આવ્યા એરીતે આ કુટુંબનો મુંબઇ શહેરમાં પ્રથમ પ્રવેશ થયો.

શેઠ ઠાકરશીએ પ્રમાણિકપણું, ખંત અને સાહસથી મુંબઇમાં પોતાનો રોજગાર કેવી રીતે જમાવ્યો તથા લોકોપયોગી કામમાં કેવી રીતે આગેવાની લીધી તે તેમના જીવન ચરિત્રમાં વિગતવાર દર્શાવેલી છે, વળી તેમના પુત્રો શેઠ દામોદર, શેઠ ગોવિંદજી, તથા શેઠ પ્રાગજીએ પોતાના રોજગારને આગળ વધારીને તેને મક્કમ પાયાપર કેવી રીતે મુકયો તથા રાજકિય, સામાજીક અને વિદ્યાવૃદ્ધિનાં કાર્યોવડે કેવા પ્રકારે જન સેવા બજાવી તેની હકિકત શેઠ દામોદર તથા શેઠ ગોવિંદજીનાં જીવન ચરિત્રોના સ્વતંત્ર ગ્રંથો પ્રસિદ્ધ થયેલા છે તેમાંથી વિગતવાર જાણી શકાય છે.

શ્રી પ્રમાણ સહસ્રી ગ્રંથના કર્તા **શેઠ પ્રાગજી ઠાકરશી સુલજીનું જીવન ચરિત્ર** મજકુર પુસ્તકની શરૂઆતમાં સંક્ષેપમાં આવેલ હોવાથી આ જીવન ચરિત્રમાં વિસ્તારથી દર્શાવેલ છે.

ભાટિઆ જ્ઞાતિના હિત અર્થે આ કુટુંબે વખતો વખત જેટલું જેટલું કરેલું છે તેની બરોબરી બીજું કોઇપણ કુટુંબ હમણાં

કરી શકે તેમ નથી તેમણે જે કંઇ લોક હિતના કાર્યો કરેલાં છે તે બધાં શુદ્ધ પ્રેમપૂર્વક કરેલાં છે જેથી દેશપરદેશ આ કુટુંબ મશહુર થયેલું છે.

શેઠ હંસરાજ ના વિદ્યાવિલાસી પિતા શેઠ **પ્રાગજી** તે ભાગ્યશાળી શેઠ **ઠાકરસી મુલજી**ના ચોથા પુત્ર થાય શેઠ **પ્રાગજી** નો જન્મ સંવત ૧૯૦૬ ના ચૈત્ર વદી ૩ ને દિવસે તેઓના વતન શ્રી વરવાળામાં થયો હતો ગુજરાતી, અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાનું શિક્ષણ મેળવ્યા પછી તેઓ પોતાના વડીલ ભાઇઓની સાથે રોજગારમાં જોડાયા તે વખતે તેમની પેઢીના તાબામાં (૧) હિંદુસ્તાન મીલ (૨) ઇન્ડીઅન મીલ અને (૩) વેસ્ટર્ન ઇન્ડીયા મીલ મળી ત્રણ મીલોની એજન્સી હતી, તથા આપણા હિંદુસ્તાનનું સૌથી મોટું કાપડ બજાર જે મુંબઈમાં "મુલજી જેઠા મારકીટ" એ નામથી ઓળખાય છે, તેમાં તેમની પેઢીએ સારો હિસ્સો રાખ્યો હતો. વહીવટના કામમાં સર્વે ભાઇઓએ કામકાજની વહેંચણી કરી લીધી હતી, પોતાનું એ કામ સંભાળી લેવા ઉપરાંત ઘણો એક વખત બચાવીને શેઠ પ્રાગજી સંસ્કૃત વિદ્યાની વૃદ્ધિ કરવામાં એ વખતનો ઉપયોગ કરતા. અધ્યાત્મ જ્ઞાનમાં તેમનું મન સદા સર્વદા લાગી રહ્યું હતું અને તે જ્ઞાનનો પ્રચાર લોકોમાં ફેલાવવા માટે તત્સંબંધી વિચાર વિદ્વાનોની સાથે એકાંતમાં બેસીને તેઓ વારંવાર ચલાવતા હતા. શ્રીમદ્ ભગવતગીતાના તેરમા અધ્યાયમાં કહ્યું છે તે મુજબનું તેઓનું વર્તન હતું:—

मयि चानन्य योगेन भक्तिर व्यभिचारिणी ।
विविक्त देशसे वित्यमरतिर्जन संसदि ॥ १० ॥
अध्यात्म ज्ञान नित्यत्वं तत्वज्ञानार्थ दर्शनम् ॥
ए तज्ज्ञानमिति प्रोक्तमज्ञान यदतोन्यथा ॥ ११ ॥

સંસ્કૃત સાહિત્યમાં તેમણે વ્યાકરણ, પંચમહાકાવ્ય, વેદાંત, ધર્મશાસ્ત્ર જ્યોતિશ શાસ્ત્ર, રસાલંકાર અને પીંગળનો ઉંડો અભ્યાસ કર્યો હતો. આખી ભગવદ્ ગિતાનું દોહરામાં ભાષાંતર કરીને તેઓએ પ્રગટ કર્યું છે, વળી અનેક સંસ્કૃત ગ્રંથો અને શાસ્ત્રોમાંથી સાર તારવી કાઢીને "શ્રી પ્રમાણ સહસ્ત્રી" નામે આ સમર્થ સંસ્કૃત ગ્રંથ ગુજરાતી ભાષાંતર સાથે તેઓએ બહાર પાડયો છે. એ ગ્રંથ એમની સુક્ષ્મ બુદ્ધિનો એક મહાન કીર્તિ સ્થંભ છે. મોટા મોટા વેપારમાં ગુંથાએલી ભાટીઆ જ્ઞાતિમાં એમના સમાન સંસ્કૃત સાહિત્યના પ્રેમી આજ સુધી કોઇ થયા નથી, એટલુંજ નહીં પણ આખા ગુજરાતના વિદ્વાન વર્ગમાં તેઓને ઉંચી પદવી આપી શકાય તેમ છે. ધર્મને નામે સ્વાર્થી ગુરૂ તથા બ્રાહ્મણોએ ધતીંગ ચલાવીને હિંદુ સંસારમાં જે ગુંચવાડો કરી મૂકયો છે. તેને લીધે એ દયાળુ પુરૂષના હૃદયમાં ઉંડું દુઃખ થતું હતું અને એટલા માટે સાચો ધર્મ શું છે. અને કયો માર્ગ ગ્રહણ કરવાથી સંસારી જીવોનું કલ્યાણ થાય તેની શોધ ખોળ કરીને તત્સંબંધી જ્ઞાન લોકોમાં ફેલાવવા સારૂ તેમણે "સદ્ધર્મોધારક" સભા સ્થાપન કરી હતી, તથા "ભારતવર્ષ પ્રકાશ" નામે માસિક પ્રગટ કરીને મહાભારત તથા વાલ્મિકી રામાયણ અને બીજાં અનેક શાસ્ત્રોનાં ભાષાંતર કર્યાં હતાં. માસિક પત્ર દ્વારા સંસ્કત ગ્રંથોનું ભાષાંતર ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાનું સૌથી પહેલું માન એ શ્રીમાન્ ખાટી ગયા છે વળી "શ્રી પ્રમાણ સહસ્ત્રી"નો સુશોભીત મોટો ગ્રંથ જીજ્ઞાસુ વર્ગને સુલભ્ય થાય તેટલા સારૂ એક મોટી રકમ અલગ કાઢીને તેના વ્યાજમાંથી વારંવાર તે ગ્રંથ છપાવી વિદ્વાનો, વિદ્યાર્થીઓ તથા અન્ય જીજ્ઞાસુ જનોને મફત વહેંચી આપવાની ચિર સ્થાયી યોજના કરી ગયા છે. એ યોજનાને તેમના અનુરૂપ પુત્ર રત્ન શેઠ હંસરાજે વધારે બહોળા પાયા ઉપર મુકી છે.

આપણી આર્ય ભુમીના બલ્કે આખી દુનીયાના મહાન ગણિત વેત્તા શ્રી ભાસ્કરાચાર્યે ખગોળ વિદ્યાના સંબંધમાં જે જે શોધ ખોળ કીધી હતી તેની ઘણીજ રસિક બીના આ ગ્રંથમાં દર્શાવેલી છે તે ઉપરથી જાણી શકાય છે કે આજથી સુમારે અઢી હજાર વર્ષ ઉપર મહાન્ શ્રી ભાસ્કરાચાર્ય ખગોળ વિદ્યાના મુળતત્વો વિષે જે કાંઇ જાણતા હતા તેમાં અનેક પાશ્ચિમાત્ય વિદ્વાનો પછવાડેથી બહુ મોટો ઉમેરો કરી શકયા નથી. વળી શેઠ પ્રાગજીએ પોતે પણ ખગોળનું અવલોકન કરવા સારૂ એક મોટી દુરબીન વિલાયતથી મંગાવીને પોતાના મહાલક્ષ્મી ખાતેના બંગલામાં ગોઠવી હતી. એ વખતમાં ખગોળ શાસ્ત્ર પ્રત્યે એમના જેવી અભિરૂચિ ભાગ્યેજ બીજાઓને થઇ હશે એ વિદ્વાન વિદ્યા વિલાસી અને વિદ્યા-તેજક નર રત્નનો સ્વર્ગવાસ ભર જુવાનીમાં એટલે સાડત્રીસ વર્ષની વયે સંવત્ ૧૮૪૩ના વૈશાક વદી ૧૪ને શનિવારે મુંબઇ મધ્યે થયો. જો તેઓ વધુ જીવ્યા હોતતો સંસ્કૃત વિદ્યાનો એથી પણ વધારે પ્રચાર તેમના હાથથી થયો હોત.

શેઠ હંસરાજનાં માતુશ્રી અ. સૌ. પ્રેમકુંવર ઉર્ફે પ્રેમાબાઇ તે શેઠ પ્રાગજીનાં બીજા ધર્મ પત્ની હતાં. માતા પિતાનું સુખ શેઠ હંસરાજે લાંબો વખત ભોગવ્યું નથી. એમના પવિત્ર અને ગંગા સ્વરૂપ માતુશ્રીની યાદગીરી ચીરકાલ સુધી રહે એવા શુભ હેતુથી શેઠ હંસરાજે ગુજરાત મધ્યે આવેલા જલાલપુર તાલુકાના મંદીર ગામમાં રૂા. ૭૫૦૦ના ખરચે એક બોરડીંગનું મકાન નીરાશ્રીત બાળકોને માટે બંધાવી આપ્યું છે. માતુશ્રીએ તેમને દશ દીવસના તથા પિતાશ્રીએ તેમને ૭ વર્ષની વયના છોડયા હતા. ત્યારપછી તેઓ એમના વડીલ કાકા શેઠ નારણદાસને ત્યાં આવી રહ્યા. જુની હનુમાન ગલીમાં ર[illegible] ર મો નલાલ ધરણીધર ખાનગી નિશાળમાં ગુજરા[illegible]

૧૮૯૦માં તેઓ ફોર્ટ હાઇસ્કૂલમાં દાખલ થયા, અને તે પછી સને ૧૮૯૫થી તે સને ૧૮૯૭ સુધી ન્યુ હાઇ સ્કૂલમાં રહીને તેમણે મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ કર્યો. સને ૧૮૯૭ના ડિસેંબર માસની ૨૬મી તારીખે એટલે સંવત ૧૯૫૪ના માગશર વદી ૭ને ગુરૂવારના શુભ દિવસે શેઠ પ્રેમજી જીવણના ભત્રિજા શેઠ જીવરાજ હરજીવનની પુત્રી સૌ. સુંદરબાઇ સાથે તેમનું લગ્ન થયું તે વખતથી તેઓ તેમના વડીલ કાકા શેઠ ગોવીંદજીની પાસે આવી રહ્યા. ભાટિઆ જ્ઞાતિ પ્રત્યે શેઠ ગોવીંદજીનો ચાહ અગાધ હતો. એવોજ ચાહ શેઠ હંસરાજમાં રગેરગ ઉતર્યો છે. નાનો મોટો કોઇ પણ માણસ શેઠ ગોવીંદજી પાસે બેધડક જઇને પોતાના સુખ દુઃખની વાત કરી શકતો અને શેઠ ગોવીંદજી તરફથી હર હંમેશ જોઇતી મદદ મેળવી શકતો. એજ ગુણ શેઠ હંસરાજમાં મુખ્ય અંશે જોવામાં આવે છે. શેઠ ગોવીંદજીના હાથ નીચે કેળવાયાથી તેઓના ઘણા એક અનુપમ ગુણોનું શેઠ હંસરાજે અનુકરણ કર્યું છે. ગમે તેવી અટપટી ભાંજગડમાંથી સત્ય શું છે તે તારવી કાઢવાની તીવ્ર શક્તિ શેઠ ગોવીંદજીમાં હતી. આવીજ જાતની તીવ્ર પરખ શક્તિ તરૂણ વયથીજ શેઠ હંસરાજમાં જોવામાં આવે છે.

તેઓ માત્ર વીશ વર્ષની વયના હતા. તે વખતે કોઇપણ ગ્રંથના સારાસારની તેમની પરીક્ષક શક્તિ બાબે એક લેખકે લખ્યું હતું કેઃ—

મનહર

ઋગ, રઘુ, શાકુન્તલ કે ગીતાનું જ્ઞાન શૂણી
ખગોળ, ભુગોળ, માંહી પ્રીત કો પ્રમાણશે.
ભુંગળા ફુંકેલ ભાળી, બીજા ન્યારેવાત ઠાલી

આપણી આર્ય ભુમીના બલ્કે આખી દુનીયાના મહાન ગણિત વેત્તા શ્રી ભાસ્કરાચાર્યે ખગોળ વિદ્યાના સંબંધમાં જે જે શોધ ખોળ કીધી હતી તેની ઘણીજ રસિક બીના આ ગ્રંથમાં દર્શાવેલી છે તે ઉપરથી જાણી શકાય છે કે આજથી સુમારે અઢી હજાર વર્ષ ઉપર મહાન્ શ્રી ભાસ્કરાચાર્ય ખગોળ વિદ્યાના મુળતત્વો વિષે જે કાંઇ જાણતા હતા તેમાં અનેક પાશ્ચિમાત્ય વિદ્વાનો પછવાડેથી બહુ મોટો ઉમેરો કરી શકયા નથી. વળી શેઠ પ્રાગજીએ પોતે પણ ખગોળનું અવલોકન કરવા સારૂ એક મોટી દુરબીન વિલાયતથી મંગાવીને પોતાના મહાલક્ષ્મી ખાતેના બંગલામાં ગોઠવી હતી. એ વખતમાં ખગોળ શાસ્ત્ર પ્રત્યે એમના જેવી અભિરૂચિ ભાગ્યેજ બીજાઓને થઇ હશે એ વિદ્વાન વિદ્યા વિલાસી અને વિદ્યા-તેજક નર રત્નનો સ્વર્ગવાસ ભર જુવાનીમાં એટલે સાડત્રીસ વર્ષની વયે સંવત્ ૧૮૪૩ના વૈશાક વદી ૧૪ને શનિવારે મુંબઇ મધ્યે થયો. જો તેઓ વધુ જીવ્યા હોતતો સંસ્કૃત વિદ્યાનો એથી પણ વધારે પ્રચાર તેમના હાથથી થયો હોત.

શેઠ હંસરાજનાં માતુશ્રી અ. સૌ. પ્રેમકુંવર ઉર્ફે પ્રેમાબાઇ તે શેઠ પ્રાગજીનાં બીજાં ધર્મ પત્ની હતાં. માતા પિતાનું સુખ શેઠ હંસરાજે લાંબો વખત ભોગવ્યું નથી. એમના પવિત્ર અને ગંગા સ્વરૂપ માતુશ્રીની યાદગીરી ચીરકાલ સુધી રહે એવા શુભ હેતુથી શેઠ હંસરાજે ગુજરાત મધ્યે આવેલા જલાલપુર તાલુકાના મંદીર ગામમાં રૂા. ૭૫૦૦ના ખરચે એક બોરડીંગનું મકાન નીરાશ્રીત બાળકોને માટે બંધાવી આપ્યું છે. માતુશ્રીએ તેમને દશ દીવસના તથા પિતાશ્રીએ તેમને ૭ વર્ષની વયના છોડયા હતા. ત્યારપછી તેઓ એમના વડીલ કાકા શેઠ નારણદાસને ત્યાં આવી રહ્યા. જુની હનુમાન ગલીમાં આવેલી માસ્તર મોહનલાલ ધરણીધર ખાનગી નિશાળમાં ગુજરાતી અભ્યાસ પુરો કરીને સને

૧૮૯૦માં તેઓ ફોર્ટ હાઇસ્કૂલમાં દાખલ થયા, અને તે પછી સને ૧૮૯૫થી તે સને ૧૮૯૭ સુધી ન્યુ હાઇ સ્કૂલમાં રહીને તેમણે મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ કર્યો. સને ૧૮૯૭ના ડિસેંબર માસની ૨૬મી તારીખે એટલે સંવત ૧૯૫૪ના માગશર વદી ૭ને ગુરૂવારના શુભ દિવસે શેઠ પ્રેમજી જીવણના ભત્રિજા શેઠ જીવરાજ હરજીવનની પુત્રી સૌ. સુંદરબાઇ સાથે તેમનું લગ્ન થયું તે વખતથી તેઓ તેમના વડીલ કાકા શેઠ ગોવીંદજીની પાસે આવી રહ્યા. ભાટિઆ જ્ઞાતિ પ્રત્યે શેઠ ગોવીંદજીનો ચાહ અગાધ હતો. એવોજ ચાહ શેઠ હંસરાજમાં રગેરગ ઉતર્યો છે. નાનો મોટો કોઇ પણ માણસ શેઠ ગોવીંદજી પાસે બેધડક જઇને પોતાના સુખ દુઃખની વાત કરી શકતો અને શેઠ ગોવીંદજી તરફથી હર હંમેશ જોઇતી મદદ મેળવી શકતો. એજ ગુણ શેઠ હંસરાજમાં મુખ્ય અંશે જોવામાં આવે છે. શેઠ ગોવીંદજીના હાથ નીચે કેળવાયાથી તેઓના ઘણા એક અનુપમ ગુણોનું શેઠ હંસરાજે અનુકરણ કર્યું છે. ગમે તેવી અટપટી ભાંજગડમાંથી સત્ય શું છે તે તારવી કાઢવાની તીવ્ર શક્તિ શેઠ ગોવીંદજીમાં હતી. આવીજ જાતની તીવ્ર પરખ શક્તિ તરૂણ વયથીજ શેઠ હંસરાજમાં જોવામાં આવે છે.

તેઓ માત્ર વીશ વર્ષની વયના હતા તે વખતે કોઇપણ ગ્રંથના સારાસારની તેમની પરીક્ષક શક્તિ બાબે એક લેખકે લખ્યું હતું કેઃ—

મનહર

ઋગ, રઘુ, શાકુન્તલ કે ગીતાનું જ્ઞાન શૂણી
ખગોળ, ભુગોળ, માંહી પ્રીત કો પ્રમાણશે.
ભુંગળા ફુંકેલ ભાળી, બીજા ન્યારેવાત કાલી

કાલી કવિતા સુણીને, આનંદ કો આણશે,
લેખનના ભેદ કેવા, જે ન શક્યા જાણી એવા
નિજ સ્તુતિ સાંભળીને, મોજ કોઇ માણશે,
ગ્રંથના અથાગ થોક એમ ઉભરાઇ રહ્યા
દુધ–પાણી જુદાં તે તો હંસ કરી જાણશે.

પિતાશ્રીની પેઠે તેઓ વિદ્યા વિલાસી અને વિદ્યો-તેજક છે, તેમના બંગલામાં એક વિશાળ પુસ્તકાલય છે. વળી તેમને ત્યાં દેશપરદેશના વિદ્વાનો અને શાસ્ત્રીઓ વારંવાર આવે જાય છે, જેમની સાથે તેઓ ઘણીવાર વિદ્વતા ભરી ચર્ચામાં રસભેર ભાગ લે છે. અનેક વિદ્યાર્થીઓને તેઓએ અભ્યાસને માટે સગવડ અને સાધનો કરી આપ્યાં છે. તેઓએ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા માટે એક ટ્રસ્ટ કર્યું છે. જેમાંથી તેઓ ગરીબ યોગ્ય અને મદદ કરવા લાયક વિદ્યાર્થીઓને મદદ આપે છે એમની આ સખાવત પ્રાથમિક, માધ્યમીક ઉંચી કેલવણી, તેમજ હુનર ઉદ્યોગની કેળવણી લેતા વિદ્યાર્થીઓ વચ્ચે વહેંચી આપવામાં આવે છે. વળી ખુશી થવા જેવું છે કે ઉંચ કેળવણી યુરોપ, અમેરીકા લેવા જતા વિદ્યાર્થીઓને પણ યોગ્ય મદદ તેઓ કરતા આવ્યા છે. પોતાના પિતાશ્રીના સ્મણાર્થે સને ૧૯૧૭ના વર્ષમાં મુંબઇ યુનીવરસીટીને રૂપીયા દશ હજાર સુપ્રિત કર્યા છે. જે રકમના વ્યાજમાંથી શ્રી પ્રાગજી ઠાકરસી મુલજી સાયન્સ સ્કોલરશીપ બી. એ. સી.ની પરીક્ષામાં સાયન્સના વિષયમાં પહેલો નંબર મેળવનારને આપવામાં આવે છે. “ શ્રી પ્રમાણ સહસ્ત્રી ” ગ્રંથની વાંટણી, વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને જીજ્ઞાસુ જનોમાં મફત કરી શકાય તેટલા સારૂ રૂપીયા ત્રીસ હજાર જુદા કાઢેલા છે. અને તેનું એક ટ્રસ્ટીડ પણ કરવામાં આવ્યું છે. અને એ રકમના વ્યાજમાંથી તે ગ્રંથ

દર ત્રીજે વરસે પ્રગટ કરવામાં આવે છે. તે ઉપરાંત વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવવાની પણ ગોઠવણએ ટ્રસ્ટડીડમાં કરવામાં આવી છે. પુના શહેરના સેવાસદન તરફથી પ્રત્યેક ગામડામાં એક સ્ત્રી શિક્ષક તથા સ્ત્રી ડાકતર મોકલવાની જે યોજના ઘડાયેલી છે તેના ફંડમાં શેઠ હંસરાજે રૂપિયા પાંચ હજાર ભર્યા છે. તથા રૂપિયા પાંચ હજાર "સર્વેન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટીને અર્પણ કરેલ છે.

સને ૧૯૨૨ના વર્ષમાં નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જના પાટવી કુમારે હિંદુસ્થાનની મુલાકાત લીધી હતી તે ખુશાલી ભરી મુલાકાતની યાદ દાસ્ત રહે તેમજ વૈદ્દીક કેળવણીને ઉત્તેજન મળે તેવા શુભ આશયથી શેઠ હંસરાજે રૂા. ૨૫૦૦૦ની એક રકમ મુંબઇની યુનીવરસીટીને આપેલ છે એ રકમના વ્યાજમાંથી રૂા-૨૦૦નો એક સોનાનો ચાંદ–ધી હંસરાજ પ્રાગજી ઠાકરશી પ્રીન્સ ઓફ વેલ્સ સોનાનો ચાંદ તથા ધી હંસરાજ પ્રાગજી ઠાકરશી ફેલોશીપ રૂા. ૧૨૦૦ની જે વિદ્યાર્થી મુંબઇ યુનીવરસીટીની એસ. ડી. અથવા એમ. એસ.ની પરીક્ષામાં પહેલે નંબરે ફતેહમંદ ઉતરે તેને આપવામાં આવે છે. આ તેમના ઉમદા કાર્યે માટે તેઓ શેઠ દરેકની પ્રસંસાને પામ્યા છે.

લોક હિતને ટેકો આપનારી રાજદ્વારી બાબતોમાં પણ શેઠ હંસરાજ સારો ભાગ લે છે. કલકત્તા મદ્રાસ બનારસ, અને મુંબઇ તેમજ નાગપુર મધ્યે ભરાયેલી છેલ્લી નેશનલ કોંગ્રેસની બેઠકમાં તેઓ ડેલીગેટ તરીકે ચુંટાયા હતા. ઇસ્વી સને ૧૯૧૯ની મુંબઇની કોંગ્રેસ વખતે તેઓ રિસેપશન કમીટીના સભાસદ હતા. અને ડેલીગેટોના હરેક પ્રકારનાં સ્વાગત માટે ઉભે પગે રહેતા. તેમજ કોંગ્રેસના પ્રમુખ સર સત્યેન્દ્ર પ્રસન્નસિંહને આવકાર દેવા માટેના

સરઘસની યોજના તેઓએજ ઘડી હતી. એ સરઘસ એટલું તો મનોહર અને ઉલટમંદ નીવડયું હતું કે મુંબઇ નગરીએ પોતાને આપેલા માન બદલ કોગ્રેંશની સમાપ્તિના ભાષણમાં હૃદયની ઉંડી લાગણીથી ઉભરાતાં વચનો પ્રમુખે જોસભેર ઉચ્ચાર્યાં હતાં એ સિવાય ખાનગીમાં તો તેઓએ આ માન માટે ઘણો:હર્ષ બતાવ્યો હતો. જે જે કાર્યો શેઠ હંસરાજ ઉઠાવે છે તેમાં તેઓ આરંભથી અંત સુધીની દરેક વિગત ઉપર જાતી લક્ષ આપે છે. આ ગુણ તેમના કુટુંબમાં દરેક પુરૂષમાં જોવામાં આવ્યો છે.

સને ૧૯૧૮ની મુંબઇની ખાસ કોગ્રેસ ભરવાનું કામ મતભેદને લીધે બહુજ અટપટું થઈ પડયું હતું. શેઠ હંસરાજે એ કોગ્રેંસના એક જોડીયા સેક્રેટરી હતા અને એ કોગ્રેંસની બેઠકને ફતેહમંદ કરવામાં તેમણે પુરી મહેનત લીધી હતી. એ શિવાય તેઓ " બોમ્બે પ્રેસીડન્સી એશોશીયેશન " પ્રોવિન્સિયલ કોગ્રેંસ કમીટી " અને " હોમરૂલ લીગ " જેવી લોક હિત જાગવનારી સંસ્થાઓના સભાસદ તરીકે હંમેશા આગળ પડતો ભાગ લે છે.

શેઠ હંસરાજને રમત ગમત અત્યંત વહાલી છે. હીંદુ જીમખાનાના :તેઓ એક આગેવાન મેમ્બર છે. તથા પોતે લોન પેનિસનો અચ્છો શોખ ધરાવે છે. વળી તરવાનો શોખ તો એટલો બધો છે કે સ્વીમીંગ બાથમાં તેઓ સખત કકડતી ઠંડીમાં પણ હંમેશા તરવા સારૂ જાય છે. ઘરમાંની અનેક રમત ગમતમાં તેમની સારી નજર પહોંચે છે. શેત્રંજની રમતમાં પણ તેઓ કુશલ છે સંગીત શિલ્પ કળા અને ચિત્ર કળાઓમાં પણ તેઓ સારી સમજ ધરાવે છે. પેંડરોડ ઉપર પોતાને રહેવાના **સુંદર વિલાસ** નામના કુશાદે બંગલાના ડ્રાઈંગ છતમાં શ્રી વિષ્ણુ ભગવાનના દશ અવતારનું

સિમેન્ટનું જે કોતર કામ મોટે ખરચે એઓએ કરાવ્યું છે. તે શિલ્પ કળાનો એક નાદર નમુનો છે.

કેટલાએક સારા ધર્માદા ખાતાના શેઠ હંસરાજ ટ્રસ્ટિ છે. અનેકેટલા એક ખાતાં તેમણે પોતે સ્થાપેલાં છે તેઓના માતુશ્રી ચોથીબાઇના પુણ્યાર્થે કાઠીઆવાડ પ્રાંતમાં આવેલ જુનાગઢ રાજ્યનાં ગીરનાર ઉપર જનારા સાધુ સંતોને અન્ન આપવા અર્થે એક સદાવૃત ઉઘાડયું છે. તેને માટે રૂા. ૩૦૦૦૦ જેટલી રકમ એક ટ્રસ્ટ ડીડ કરી જુદી કાઢવામાં આવેલ છે. રતલામ જંકશન ઉપર શેઠ રણછોડદાસ પ્રેમજીના ટ્રસ્ટી તરીકે એક સુંદર ધર્મશાળા બંધાવી છે. જે શ્રીનાથદ્વારા તથા શ્રી મથુરાંજીના જાત્રાળુઓમાં બહુ લોકપ્રિય થઇ પડી છે. શેઠ હંસરાજના સ્વર્ગવાસી કાકા શેઠ ગોવીંદજીના સ્મરણાર્થ ગરીબ ભાટિઆ ભાઇઓ માટે જે ગૃહ મુંબઈમાં ગીરગામ બેક રોડ ખાતે બાંધવામાં આવ્યું છે. તેના શેઠ હંસરાજ મેનેજીંગ ટ્રસ્ટિ છે. શેઠ ગોવીંદજીની મિલ્કતની વારસ પુત્રીઓ અ. સૌ. બેન મોંઘીબાઇ તથા અ. સૌ. કેસરબાઇ બેઉ ઘરનાં સુખી હોવાથી શેઠ ગોવીંદજીની અમુક મિલ્કત પુણ્યાર્થમાં આપી દેવાની ઉદાર ઇચ્છા બંને બ્હેનોએ દેખાડી તે વખતે આ ગૃહ બાંધવાની સુચના શેઠ હંસરાજે કરી હતી, અને તેને પોતાની જાતિ દેખરેખ નીચે આશરે રૂપિયા પોણા બે લાખને ખર્ચે બંધાવીને સને ૧૯૧૦માં મુંબઇમાં તે વખતના ગવર્નર સર જોર્જ સીડનહેમ કલાર્ક જી. સી. આઇ. ઇ.ના હાથથી ખુલ્લું મુકાવ્યું છે. માત્ર નામનું ભાડું આપીને સાધારણ સ્થિતિના ભાટિઆ કુટુંબો એમાં વસે છે. એવા ૪૫ કુટુંબોનો તેમાં સમાવેશ થાય છે. એ મકાન ચારે તરફથી ખુલાવટવાળા સરિયામ રસ્તાના મધ્ય ભાગમાં આવેલું છે.

હવા અજવાળું તથા ખુલાવટને માટે આવું કુશાદે મકાન મુંબઇના ઘીચ વસ્તીવાળા લત્તામાં ભાગ્યેજ જોઇ શકાશે દરેક કુટું-બને એટલી જગ્યા પુરી પાડવામાં આવે છે કે સાધારણ સમયમાં પણ તેનું માસિક ભાડું ધાર્યા કરતાં વિશેષ ઉપજી શકે. શેઠ હંસરાજ પોતે લગભગ હંમેશા આ મકાનની મુલાકાત લઇને તેમાં વસનારા ભાઇઓની તંદુરસ્તી તથા સુખાકારી માટે જાતે દેખરેખ રાખે છે વિશેષમાં જણાવવાને આનંદ થાય છે કે આ બન્ને બહેનોએ ધી ગોખલે એજ્યુકેશન સોસાયટી કે જેના શેઠ હંસરાજ એક ટ્રસ્ટી છે. તેમાં રૂા. ૫૦૦૦૦) સને ૧૯૨૨ના વર્ષમાં પોતાના સ્વ. ભાઈ ધર્મ-સિંહની યાદગીરી રાખવા અર્થે શેઠ ધર્મસિંહ ગોવીંદજી ઠાકરસી નામની હાઇસ્કુલ સ્થાપવા શેઠ હંસરાજની સુચનાથી આપ્યા છે.

પિતાશ્રીની પેઠે તેઓમાં ધર્મશ્રદ્ધા પણ રૂડી રીતે છે. હંમેશા પ્રભાતિ નિત્યકર્મ કર્યા બાદ તેઓ એક વિદ્વાન શાસ્ત્રી પાસે નવું નવું શાસ્ત્રાધ્યયન કરે છે જો કે ઉપરનો આડંબર તેઓ બીલકુલ રાખતા નથી પરંતુ અંદરની તેમની ઇશ્વરશ્રદ્ધા અનુપમ છે શ્રી નાથદ્વારાના મંદીર ખાતે તેમણે રૂપિયા પાંચહજારને આશરે વાપર્યા છે તથા મુંબઇમાં સંવત ૧૯૭૩ ના અધિક માસમાં શ્રીમદ્ ભાગવતની અષ્ટોત્તરશત (૧૦૮) સપ્તાહ પારાયણ બેસાડી વિદ્વાન પુરાણીઓનું રૂડી રીતે સન્માન કરી રૂપીયા પંદર હજાર જેટલી રકમ વાપરી હતી. તેમનાં પત્ની અ. સૌ. સુંદરબાઇ એજ રીતે હંમેશાં નિત્ય કર્મ કરી ઇશ્વર ભકિત અને ઈશ્વર કથામાં પોતાનો કાળ વ્યતિત કરે છે એવા શ્રદ્ધાળુપણાને લીધે તેઓમાં દયાનો ગુણ બહુ ઉંચે દરજ્જે ખીલેલો છે.

વિદ્યાનાં, ધર્મનાં, પરોપકારનાં, રાજકીય તેમજ રમતગમતના આવાં કાર્યોમાં હંમેશા પરોવાયા છતાં પોતાની પેઢીના બહોળા વહીવટ ઉપર શેઠ હંશરાજ કેવું બારીક ધ્યાન પહોંચાડે છે તે જાણવું ખરેખર રમુજી થઈ પડશે આગળ જણાવેલી ત્રણ મીલો

અને કાપડ મારકીટ ઉપરાંત સને ૧૯૧૯ ના અકટોબર મહીના માં શેઠ હંસરાજે પોતાના મિત્ર અને સુપ્રસિદ્ધ શહેરી શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી સાથે જોડાઈને "ધી ડાયમંડ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ લીમીટેડ" નામની એક કુંપની રૂા. ૫૧,૦૦૦૦૦ ની થાપણ સાથે ઉભી કરી છે. જે સાહસ હાલના સંજોગો જોતાં ઓછા ધન્યવાદને પાત્ર ગણાશે નહીં. એ મીલો વરસ એકમાં કુલે પચાસ હજાર ગાંસડી રૂઉ ખાય છે. રૂઉની ખરીદીનો શ્રી મુંબઈનો તથા દેશાવરનો તમામ વહીવટ શેઠ હંસરાજની નજર નીચે ચાલે છે રૂઉની પારખમાં તથા હિસાબની ગણત્રી અને પડતર કાઢવામાં તેઓ ઘણાજ કાબેલ છે. તે ઉપરાંત ઓફીસનું સઘળું કામ તથા નાણાં સંબંધી બધો વહીવટ તેઓએ ઉપાડી લીધો છે. ઓછામાં ઓછા દરરોજ દશ કલાક તેઓ ધંધા રોજગારના કામ ઉપર ધ્યાન આપે છે કામકાજ ઉપર સખ્ત મહેનત લેતા જોઈને એક અવલોકનકારે એક વખત કહ્યું હતું કે મુંબઈના આવા શેઠીઆઓનું આયુષ્ય ઈશ્વરે ત્રણસો વરસનું કરી આપવું જોઈએ.

દેશ પરદેશના નવા બનાવ અને નવા સમાચાર તેમજ દુનીયાનું નવું નવું જાણવાની ઉમેદથી તેઓ મુંબઈમાં મળી શકતાં તમામ અંગ્રેજી તથા ગુજરાતી રોજીંદા અઠિવાડીક અને માસિક પત્રો વાંચી જાય છે. વળી તેઓ ઓરિએંટલ કલબ, હિંદુ મરચંટસ કલબ અને વિલીંગ્ડન સ્પોટર્સ કલબના સભાસદ છે. તે ઉપરાંત મુંબઈની "ધી ઇન્ડીયન મરચંટસ ચેમ્બર અને બુરો" ના સભાસદ તરીકે વેપાર રોજગારના હિતમાં જયારે તક મળે તે વારે ઉપયોગી સુચના કરવા ચૂકતા નથી. શેઠ હંસરાજ ગયે વર્ષે ધી "ઇન્ડીયન મરચંટ ચેમ્બર અને બુરો"ના પ્રતિનીધી તરીકે મુંબઈના "પોર્ટ ટ્રસ્ટ"ના એક સભાસદ તરીકે ચુંટાયા હતા અને ચાલુ સને ૧૯૨૦-૧૯૨૧ને માટે એ મંડળના વાઇસ પ્રેસીડંટ તરીકે ચુંટી કઢાયા હતા. સને ૧૯૧૯ના ઓગષ્ટ માસમાં મુંબઈ

શહેરના "ઇ" વોર્ડ તરફથી તથા સને ૧૯૨૨માં તેમજ સને ૧૯૨૩માં "સી" વોર્ડ તરફથી મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ તરીકે ચુંટાયા હતા. આ કોરપોરેશનમાં સને ૧૯૨૨ના કાયદા મુજબ ૧૦૬ સભાસદો છે. તેમાં શેઠ હંસરાજ આગેવાની ભર્યો ભાગ લે છે. અને પ્રજાકીય સવાલો ઉપર હંમેશા પોતાની બુદ્ધિ અને શકિત અનુસાર પ્રજા પક્ષે રહી સ્વતંત્ર લડત ચલાવતા રહ્યા છે.

નામદાર મુંબઈ સરકારે જસ્ટીસ ઓફ ધી પીસનો ઇલ્કાબ તા. ૧૬-૧૧-૨૧ના દીને શેઠ હંસરાજની સામાજીક સેવાઓની કદર કરીને બક્ષ્યો છે. તેમજ તા. ૨૫-૧-૨૨ના દીને તેઓની ઓનરરી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ તરીકે નેમણુંક કરી છે. આ માનને તેઓ સંપુર્ણ લાયક છે. અને તે માન અને તેથી વધુ માન ભોગવવાને ઈશ્વર તેમને દીર્ઘાયુ કરો એવી અમારી શ્રી જગન્નિયંતા પ્રત્યે અંતઃકરણની પ્રાર્થના છે.

આ લેખના ચરિત્ર નાયકે અનેક દિશાઓમાં સખાવતો કરી છે. જેનો આંકડો લગભગ રૂા. ૪,૦૦૦૦૦)ની ઉપર થવા જાય છે. જે સખાવત દરેક દિશામાં કરવામાં આવી છે.

છેવટના ઉપસંહાર અર્થે અમારે જણાવવાનું એજ કે વેપાર રોજગાર અને પરોપકાર માટે હિંદમાં પંકાયેલી જ્ઞાતિના એક સુપ્રસિદ્ધ કુટુંબના નર રત્ન શેઠ હંસરાજ પોતાની નાની ઉમરમાંજ અનેક શુભ ગુણો વડે પ્રકાશી રહ્યા છે. એ હકીકત ઉપરોક્ત ઈતિહાસ ઉપરથી સ્પષ્ટ સમજાશે. અમારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના એ છે કે એ શેઠજીનું દીર્ઘાયુ જીવન હવે પછી અનેક-લોક સેવાના કાર્યમાં રચ્યું પચ્યું રહો. એમના જીવનનું એક વિલક્ષણ રહસ્ય સર્વ કોઈ મોટા માણસે અનુકરણ કરવા યોગ્ય છે. ખરેખર દુઃખી કોણ છે.-મદદની ખરી આવશ્યકતા કયાં કયાં છે, તે એઓ શેઠજી બરાબર પારખી કાઢે છે અને તે ઠેકાણે જાહેર યા ગુપ્ત મદદ

તેઓ નિરંતર આપતા રહે છે. તે ઉપરાંત તેઓની ઉદારતા એટલી તો વિશાળ છે કે કોઈની રીત ભાતથી નારાજ થવાનું તેમને કારણ મળે તો પણ દુઃખીના દુઃખો તરફજ ખ્યાલ કરી નારાજ કરનારની કસુરને તેઓ હંમેશા દર ગુજર કરે છે. એક મહા કવિએ કહ્યું છે કેઃ—

असंवि दानस्य ममेश संविदस्
तितिक्षितुं दुश्चरितं प्व महेसि ।
विरोध्य मोहात्पुनर स्थपेयुदाम्
गतिर्भवानेव दुरात्मना मसि ॥

ભાવાર્થઃ—હે શાણાઓના ઈશ મહારાજા! મૂર્ખ એવો જે હું તેનાથી થઈ ગયેલી કસુરને દર ગુજર કરવાને કચવાવે છે તે પાપીઓને ફરીથી માફી અને આશ્રય મળે તેવું આપજ એક આરામ–સ્થાન છો!

વળી આટલી સંપત્તિથી વિંટલાયલા છતાં, તેમનું અંતઃકરણ કેવી ત્યાગ વૃત્તિ ધરાવે છે, તે પણ છેવટમાં અમારે કહેવું જોઈએ સંપત્તિ તેમનાં કુટુંબમાં સ્થિર થઇ ગયેલી છે છતાં હૃદયનાં ઉંડાણમાં તેઓ સંપત્તિના મોહથી મૂક્ત છે. પોતાના બહોળા રોજગારમાં જેવી ઝીણવટથી તેઓ લક્ષ આપે છે તેવીજ ઝીણવટથી તેઓ આત્માના કલ્યાણમાં તત્પર છે. કહ્યું છે કેઃ—

अजरामरव त्प्राज्ञो विद्या मर्थंच चिन्त येत ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममा चरेत् ॥

જેમણે નાની વયમાંથીજ આર્થિક તેમજ પરમાર્થિક ગુણોને એવી રૂડી રીતે શોભાવેલ છે. તેમની પછવાડે તેમના જેવીજ પ્રતાપી આડી વાડી ખીલી નીકળો એવી અમારી પ્રભુ પ્રત્યે અંતઃકરણની પ્રાર્થના છે. અસ્તુ

---

॥ શ્રી ॥

# —: પ્રસ્તાવના :—

સદ્ વિદ્યાનું દાન દેનાર સદ્ગુરૂ શ્રીમન્નૃસિંહાચાર્યજી અને નાટક વિદ્યાનું દાન દેનાર સ્વર્ગસ્થ કવિ વાઘજી આશારામ ઓઝાને આરંભમાં પુનઃ પુનઃ પ્રણામ કરૂં છું.

દરેક મનુષ્યના હૃદયમાં સુખની ઈચ્છા રહે છે અને તે મેળ-ળવા અનેક પ્રયત્નો કરે છે પણ સર્વને સુખ મળતું નથી. કારણ કે સુખ સ્વરૂપ ઇશ્વર તરફ તેના મનનું વલણ હોતું નથી. જેટલે અંશે આપણા અંતઃકરણનું વલણ ઇશ્વર તરફ તેટલે અંશે સુખની પ્રાપ્તિ થાય છે. માટેજ શાસ્ત્રકારો કહી ગયા છે કે પાપના ફળરૂપ દુઃખ માત્રની નિવૃત્તિ અને પુણ્યના ફળ રૂપ પરમ સુખની પ્રાપ્તિ ઈશ્વિર ભક્તિ વડેજ થાય છે માટે ઈશ્વિર કૃપા મેળવવી એ દરેક મનુષ્યનો ખરો ધર્મ છે. અને ઈશ્વિર કૃપા મેળવવાનું સર્વોત્તમ સાધન સદાચાર યુકત સાચી ભકિત છે.

શ્રી ભગવદ્ ગિતામાં પણ ભગવાન શ્રી કૃષ્ણે કહેલું છે કે—

શ્લોક

**भकत्यात्वन न्याशक्य अहमेवं विधोर्ज्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्वेन, प्रवेष्टुं च परंतप ॥**

**ભાવાર્થ**—હે અર્જુન, મ્હારી અનન્ય ભકિતથીજ એ પ્રકારનું મ્હારૂં જ્ઞાન મનુષ્યને થઈ શકે છે અને હે પરંતપ હું તત્વથી તેને જણાઈ શકુ છું અને મ્હારામાં તે પ્રવેશ કરી શકે છે.

એ પ્રમાણેનું વર્તન કરનાર અનેક ભકતો પૂર્વે થઇ ગયા છે અને હાલ પણ છે. પુરાણમાં એવા મુખ્ય બાર ભકતો લખ્યા છે.

શ્લોક

प्रल्हाद नारद पराशर पुंडलिक व्यास अंबरिष
शुक शौनक भिष्मकाद्या ।
रुकमांगदार्जुन वशिष्ठ विभिषणाद्या, एतानहं
परम भागवतं नमामि ॥

પ્રલ્હાદ, નારદ, પરાશર, પુંડરિક, વ્યાસ, અંબરીષ, શુક શૌનક, ભીષ્મ, રૂકમાંગદ અર્જુન વશિષ્ઠ અને વીભિષણ. તેમાંથી સુર્યવંશી અંબરીષ રાજાના ચરિત્રનો આ પ્રયોગ શ્રીમદ્ ભાગવતના આધારે રચ્યો છે તેમાં અંબરિષ અને દુર્વાસા મુનિની કથા સુપ્રસિદ્ધ છે ભકતનું રક્ષણ કરવા સુદર્શન ચક્ર શ્રી વિષ્ણુ ભગવાને છોડયું હતું. અને મુનિને છેવટ તે ભકતની ક્ષમા માગવી પડી હતી. વિગેરે કથા પ્રસિદ્ધ છે, તેમજ અંબરિષ રાજાની રાણી સતિ કમળાનું ટુંક ચરિત્ર ભકતમાળમાં જોવામાં આવે છે. ઘંટાકરણ નામના શ્રાપિત યક્ષની વાર્તા પણ ભક્ત માળમાં ટુંક છે.. તેને હાસ્યપાત્ર તરીકે સમયાનુસાર વિસ્તારથી દોરવી મુળ વસ્તુ સાથે સંબંધ મેળવેલ છે. શ્રીમદ્ ભાગવતમાં ધુંધલિક અને ગોકર્ણની કથા શરૂઆતમાં છે. તેની છાયા અંબરીષના ભાઇ મલંગભામાં જોવામાં આવશે. મલંગભા અને તેની રાણી સુકેષીનું વર્ત્તન ઇશ્વરના આશ્રય વિનાનું છળ પ્રપંચ અને દંભથી બીજાના હક લુંટી લેવાનું હતું. જેથી છેવટ તેનો પરાજય થયો અને અવનતિને પામ્યા.

અંબરીષ અને કમળાના સદ્ ગુરૂ દેવર્ષિ નારદ મુનિ તેમજ ઇશ્વરાવતાર શ્રી કૃષ્ણ ભગવાન વિગેરે દેવપાત્રોનું સ્વરૂપ તેમની મહત્તા પ્રમાણે સચવાયેલું આ નાટકમાં આપને માલમ પડશે. અને મહા પુરૂષો માન અપમાન નહિં ગણતાં પરમાર્થ દ્રષ્ટિથી કેવું જન કલ્યાણ કરે છે. તે નારદ, શારદના વર્તનથી આપ આ નાટકમાં જોશો.

ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં ઇશ્વર ભક્તિથી સંસાર સુધારી મુક્તિ મેળવી શકાય છે. એ દ્રષ્ટાંત આ દંપતિના ચરિત્રથી જોવામાં આવશે. દ્રશ્ય કરતાં શ્રાવ્ય નાટકમાં કંઇક વિસ્તાર પૂર્વક લખાયેલું હોય એ સ્વભાવિક નિયમ છે. તે પ્રમાણે આ પુસ્તકમાં પણ લોક રૂચિને અનુસરતો વધારો કરેલો છે.

આ નાટક સને ૧૯૦૭ માં રચાયા પછી મોટું પુસ્તક છપાવવાનો મારો હક કાયમ રાખી ભજવવા તથા ગાયનો છપાવવાનો હક મોરબી આર્ય સુબોધ નાટક મંડળીને આપ્યો હતો. તેથી આ ખેલ ભરૂચ, મુંબઈ અને ગુજરાતના બીજા શહેરોમાં છેલ્લાં પંદર વર્ષ થયાં સેંકડો વાર ભજવાયો છે. જેથી તેની વસ્તુ સંકળના ઘણા માણસોના જાણવામાં છે. તેથી વિશેષ વિવેચન નહીં કરતાં માત્ર તે વખતના વર્તમાન પત્રોના અભિપ્રાયો ટુંકમાં જન સમાજની સમક્ષ ધર્યા છે.

વિદ્વાનો પ્રત્યે મારિ નમ્ર વિનંતિ છે કે આ નાટકમાં આપની દૃષ્ટિએ કાંઇ દોષ દેખાય તો એક અભ્યાસીનો પહેલો પ્રયાસ જાણી ઉદાર દીલથી ક્ષમા કરશો.

મોરબી<br>
વિજ્યાદશમી<br>
સંવત ૧૯૭૯

હરિશંકર માધવજી ભટ્ટ.<br>
લેખક



## મુખ્ય પાત્રો.

**શ્રી કૃષ્ણ**—(વિષ્ણુ ભગવાન) જગપાલક ઇશ્વર.

**અંબરીષ**—અવધપુરના રાજકુમાર, શ્રી કૃષ્ણ પરમાત્માનો પરમ ભક્ત.

**મલંગ**—અંબરીષનો ઓરમાન ભાઇ.

**નાભાગ**—અવધપુરના રાજા, અંબરીષના પિતા.

**નારદ**—ત્રિકાળદર્શી મુનિ, અંબરીષના સદ્ગુરૂ.

**શારદ**—નારદ મુનિનો સંગી, ઘંટાકરણનો પુર્વ જન્મનો મીત્ર.

**દુર્વાસા મુનિ**—મહાન્ તપસ્વી.

**ઘંટાકરણ**—અવધપુરનો અધમ વેપારી.

મફતીયો } —ઘંટાકરણના દીકરા.
અમથુડો }

**પૂર્ણાનંદ**—શાસ્ત્રી અને અંબરીષના સંગી.

**બુઢિઓ** } —મલંગ ભાના સંગી.
**ઢોલો** }

### સ્ત્રી પાત્રો.

**કમળા**—ઉમરાવતીની રાજકન્યા અંબરીષની ધર્મપત્નિ.

**માલતી**—કમળાની દાસી.

**સુકેશી**—મલંગભાની સ્રી.

**ચંદ્રકળા**—નાભાગ રાજાની રાણી, મલંગ ભાની જનેતા.

**શેઠાણી**—ઘંટાકરણની સ્રી.

**ચતુરાં**—મફતીઆની સ્ત્રી.

ઇન્દ્ર, અપ્સરાઓ, દાસ, દાસીઓ, ભક્તમંડળ, પ્રજાજન વગેરે

# શ્રી અંબરીષ નાટક



## મંગળાચરણ

**સૂત્રધાર**— રાગ કલ્યાણ

ૐ શ્રી યુત ગણપતિ આવો, આવો સહુ વિઘ્ન સમાવો,
રસદાયક વિધ વિધ મંગલ ભાવો, ઉપજાવો;
લ્યો રસ લ્હાવો— ૐ શ્રી યુત.
સમરી નરહરિ, **અંબરીષ** ગયા તરી,
ભકત શિરોમણી સંગ કમળા નાર:
મુનિ તામસી દુર્વાસા લજાવો, ગજાવો,
સંત હરિજન ટેક નેક નિત નિભાવો;
અમારો તમ પર દાવો— ૐ શ્રી યુત.

**નટી**—(પ્રવેશ કરીને) પ્રાણનાથ, મંગળાચરણના સુચનથી સમજાયું કે આજના પ્રયોગના નાયક રાજા અંબરીષ અને સતી કમળા બન્ને ઇશ્વરના પરમ ભકત દેખાય છે.

**સૂત્રધાર**—એમ હોય તોજ દંપતીના સ્વભાવ અને વિચારની ઐકયતા ટકી રહે છે. અને સંસારને પરમાર્થ બન્ને સરલતાથી સફળ થાય છે. કેમકે સંસારરૂપી રથનાં બન્ને ચક્રો એકજ દિશામાં ગતિ કરે તોજ ધારેલ મુકામે પહોંચી શકાય છે.

**નટી**—ખરી વાત છે. પતિ પત્ની મળી એકજ શરીર ગણાય છે તો તેના એકજ ઉપાસ્ય, એકજ આશય, અને એકજ આહાર હોવો જોઇએ.

**સૂત્રધાર**—ધન્ય છે પ્રિયા, ભકિતનું રહસ્ય તમે બરાબર સમજ્યા છો.

**નટી**—મને તો ભક્તિરૂપ સાધન સર્વથી શ્રેષ્ઠ દેખાય છે. કેમકે તે સર્વ મનુષ્યોથી થઇ શકે તેવું સરલ છે. વળી તેમાં વિધિ, વખત, વર્ણ, વય કે સ્થિતિનો ભેદ નથી. મનુષ્ય માત્ર ભક્તિના અધિકારી છે.

**સૂત્રધાર**—એજ દયાળુ પ્રભુની ખુબી છે. તેમાં પણ સ્મરણ કીર્તન સર્વથી બની શકે તેવું સરલ સાધન છે. અને એ બતાવવાને માટેજ આજનો પ્રયોગ શ્રીમદ્ ભાગવતના આધારે રચ્યો છે.

બાળા—(પ્રવેશ કરતાં) પિતાજી, એતો **અંબરીષ** રાજા અને દુર્વાસા મુનિની કથા મેં પણ સાંભળી છે. દ્વાદશીના પારણા કરતાં મુનિ કોપાયમાન થયા હતા અને તેની પાછળ વિષ્ણુ ભગવાને સુદર્શન ચક્ર છોડયું હતું એજ કેની?

**સૂત્રધાર**—હા, બેટા એજ સૂર્યવંશી નાભાગ રાજાના પૂત્ર **અંબરીષ** અને તેની રાણી કમળાની ઇશ્વરે કસોટી કરાવી મહત્તા વધારી છે.

બાળા ૨—પિતાજી ભક્તિ એટલે શું?

**સૂત્રધાર**—ભક્તિ એટલે પ્રેમ, પ્રભૂપ્રતિ અપૂર્વ પ્રેમભાવ પ્રકટાવવો અને બીજા વિષયી પદાર્થોમાંથી પ્રેમ ઘટાડવો એજ પ્રેમ લક્ષણા ભક્તિ

બાળા ૨—એથી લાભ શું?

**સૂત્રધાર**—બેટા, અનંત લાભ છે, આપણે જીવમાત્ર પરતંત્ર અને અલ્પજ્ઞ છીએ તેથી જન્મ મરણ વિગેરે અનેક પ્રકારનાં દુઃખો ભોગવીએ છીએ તેમાંથી મુક્ત થવા સર્વજ્ઞ અને સ્વતંત્ર સુખ સ્વરૂપ ઇશ્વરની સહાયતાની જરૂર છે.

**નટી**—દુઃખ માત્રની નિવૃતિ અને પરમ સુખની પ્રાપ્તિ ઇશ્વરની ભક્તિથીજ થાય છે. માટે આજનો પ્રયોગ જોઇ પ્રભુપ્રત્યે દ્રઢ શ્રદ્ધા અને પ્રેમ રાખતાં શીખજો.

**બન્ને બાળાઓ**—માત પિતાની આજ્ઞા શિરતાજ, અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આજથી—

ગાયન

(એ શું બોલો છો વિવેકી ભ્રાતા ભરથરી એ રાગ.)

પ્રભુ પ્રત્યે અપૂર્વ પ્રેમ, નિત્ય કરીશું,
શ્રદ્ધા થકિ ચંચળ ચિત્ત, ધરીશું  પ્રભુ૰
શરણે રહી સ્મરણ યુક્ત હરી ફરીશું,
સુધારી સંસાર, સૂખપદે ઠરીશું—  પ્રભુ પ્રત્યે૰
પાપ પંથે પગલું દેતાં દિલથી ડરીશું,
સંસાર સિંધુ ભકિત નાવ થકી તરીશું—  પ્રભુ૰

(ગાતાં ગાતાં જાય છે.)



# અંક પહેલો

## પ્રવેશ ૧.



**સ્થળ**—**અંબરીષ** રાજાના ઠાકોરજીનું મંદીર

**પાત્ર**—**અંબરીષ**, નારદ, નાભાગ, માહારાણી, સલંગ અને ભકતો.

**અંબરીષ અને ભકત મંડળ**—

ગાયન.

શ્રીપતિ ઝુલે ગોપાલ હિંડોળે આજ,
ફૂલ હિંડોળે ફૂલના સ્થંભા;
ફૂલ મય દોરી રસાલ,
ફૂલના હાર ફૂલે ભર્યા ગજરા;
ફૂલી રહ્યા શ્રી કૃપાલ—  હિંડોળે૰
કૃષ્ણ કનૈયા પ્રેમે ઝુલાવું,

ઝુલે તમવડે બ્રહ્માંડ;
ગિરધરલાલ પ્રભુ મનગમતા,
ઉપજે અધિક વહાલ— હિંડોળે૦

અંબરીષ— ગાયન

સ્યામ સુંદરથી સુરતા લાગી, (ક)
માયા જગની દુ:ખ દેખાડી, ભજન ભાવથી ત્યાગી;
શ્રી મનહર મહાપ્રભુની મુર્તિ જોઇ અંતરથી જાગી— સ્યામ૦
અળગા હુંથી હરિ ન થાશો, હૃદય ભુવનથી ભાગી;
આપ કૃપાની અદ્‌ભુત લહેરી, જાણે સંત સોહાગી— સ્યામ૦

નાભાગ—(પ્રવેશ કરતાં) રાણી જુઓ, આને કાંઈ રાજની પરવા છે? આઠે પહોર આની આ ઝંખના, આપણે આવ્યા છીએ તેનું પણ આને ભાન નથી.

રાણી—આ કરતાં મારો મલંગ સો દરજ્જે સારો,

નાભાગ—કાં, અંબરીષ? ધુન લાગી છે ના!

અંબરીષ—પધારો, પધારો, પિતાજી જય શ્રી કૃષ્ણ, માતાજી જય શ્રી કૃષ્ણ, આવો હિંડોળાના દર્શન કરો, જુઓ, બાલમુકુન્દ કેવા ઝુલે છે? કેવા હસે છે?

નાભાગ—(દર્શન કરી) કુંવર, તમારી ભક્તિ જોઇ હું પ્રસન્ન થાઉં છું. પણ ભા, આઠે પહોર આજ કર્યા કરવું, ને રાજકાજમાં ધ્યાન ન દેવું એ રાજકુંવરનું કર્તવ્ય નથી.

અંબરીષ—પિતાજી, મારૂં તો રાજ અને કાજ બધું આમાં સમાએલું છે. આ કૃષ્ણ, રૂક્ષ્મણીની મુર્તિ સિવાય મને ક્યાંય આનંદ ભાસતો નથી.

રાણી—(સામેથી આવતો જોઇ) લ્યો, આ મારો મલંગભા આવ્યો.

અંબરીષ—આવો ભાઈ, જય શ્રી કૃષ્ણ, હિંડોળાના દર્શન કરો.

**મલંગ**—તમે કરો છો એટલે પત્યું, ભકિત કરવી એ સાધુ વેરાગીનું કામ છે; રાજકુંવરનું કર્તવ્ય નથી, રાજાએ તો નવાનવા ઉંચા પ્રકારના ભોગ ભોગવવા અને રાજસત્તા વધારવી એજ તેનું કામ છે, તેથી તેણે હંમેશાં તેવાજ પ્રયત્ન કરવા જોઇએ.

**અંબરીષ**—ભાઇ પૂર્ણકામ પરમેશ્વરની ભકિત કરવાથી ઉંચા પ્રકારના ભોગો પણ મળે છે, અને રાજ સત્તા પણ વધે છે. અને ઇચ્છા હોયતો સ્ત્રી, પુત્ર, ધન, અને મોક્ષ જે જોઇએ તે મળે છે, વળી ભાઈ બીજા પ્રયત્ન તો નિષ્ફળ પણ કદી જાય છે પણ પ્રભુ ભકિત કદી નિષ્ફળ થતી નથી.

સાખી

લક્ષ્મીપતિ શ્રી કૃષ્ણને, રીઝ ભજે વા ખીજ;
ખેતરમાં સૌ ઉગતાં, ઉલટાં સુલટાં બીજ.

**મલંગ**—(હસીને) ભલે, ભલે, તમે તમારે ઇશ્વર ભકિતથી બધું મેળવજો, અમે તો અમારા બાહુ બળથી અને અક્કલ હુશિયારીથી મેળવવા શકિતમાન છીયે. (સ્વગત) દંભી ઢોંગ તો જો કરે છે.

**નાભાગ**—મલંગભા તમારા વિચાર પણ ગ્રહણ કરવા યોગ્ય નથી, સર્વજ્ઞ અને સ્વતંત્ર પરમાત્માની સહાયતા લેવાથી પ્રયત્નો નિષ્ફળ થતા નથી, માટે અંબરીષનું કાંઇ કહેવું છેક ખોટું નથી.

**રાણી**—સાચું કહીને કરવું છે શું ?

**નાભાગ**—મુનિરાજ, હું તો એ વિચારમાં પડયો છું, કે ભવિષ્યમાં રાજ્ય ગાદી માટે શું કરવું ? બન્ને કુંવરો એકજ દિવસે જન્મેલા હોવાથી સરખા હકદાર ઠરે છે. માટે મારી હૈયાતીમાં એમાંથી એકનો નિર્ણય થઈ જાય તો સારૂં.

**રાણી**—તમે તમારા બાહુબળથી રાજ મેળવ્યું છે. કાંઇ ભાયુ ભાગનું રાજ નથી, માટે મરજી હોય તો તેને પાટવી ઠરાવો. એમાં ચોળીને ચીકણું શું કરવું ?

**નાભાગ**—રાણી એમ ઉતાવળું થવાનું નથી, તમારો મલંગભા હુશિયાર છે. પણ ઠરેલ વિચારનો નથી. તેમ **અંબરીષ** રાજ પ્રપંચથી કેવળ અજાણ છે એટલે મારૂં નામ રાખે એવો ગુણ એકેમાં નથી.

**નારદ**—( સ્વગત ) અંબરીષમાં કેવું સામર્થ્ય છે. તે હજુ રાજા કળી શક્યા નથી. ( પ્રકાશ ) રાજેન્દ્ર, ત્યારે આપ એમ કરો કે બન્ને કુંવરોમાંથી જેને પ્રજાજન વધુ મતે પસંદ કરે તેને રાજ-ગાદી આપવી.

**નાભાગ**—હા, ઇ ઠીક. એટલે કોઇને રીષ કે ધોખાનું કારણ રહે નહીં.

**અંબરીષ**—પિતાજી મારે માટે કશી ચીન્તા રાખશો નહિ. આપની ઇચ્છા હોય તો મલંગભાને ખુશીથી પાટવી પદ આપો.

**નાભાગ**—નહીં, નહીં, મુનિરાજનું કહેવું મને ગમ્યું છે. તેથી હું તેની તથા ઠાકોરજીની સમક્ષ જાહેર કરૂં છું કે બન્ને કુંવરો સરખી ઉમરના હોવાથી પ્રજાજન જેને વધુ મતે પસંદ કરે તેનેજ પટ્ટાભિષેક કરવો.

( જાય છે. )

**ભક્ત મંડળ**—( ગાવડી લાવો ગોતી. એ રાહ. )

ભક્તિ નવધા અમને વહાલી, દેજો દીન દયાળારે;
શરણે રાખી સંકટ હરજો, દામોદર દ્વારકા વાળારે.

**સાખી.**

શ્રવણે પરિક્ષિતજી તર્યાં, કિર્તનથી શુકદેવ;
સ્મરણ વડે પ્રલ્હાદજી, લક્ષ્મીજી પદસેવ.
છાપજો અંતર એવી છાપો, સુંદર છેલ છોગાળારે      ભક્તિ.

### સાખી.

અભિનંદને અક્રૂરજી, પૂજનથી પૃથુરાય.
દાસ ભાવે હનુમાનજી, અરજુન સખા ગણાય;
ઐશ્વર્ય અમને એવું અર્પો, રમાપતિ કૃપાળારે. ભક્તિ.

### સાખી.

આત્મા નિવેદનથી બળી, કળી ગયા હરિ રૂપ;
ગળી ગયા નિજ રૂપમાં, ભાવિક ભક્ત અનૂપ,
અંતરે અમને એવા આવે, પ્રીતે પ્રેમ ઉછાળારે. ભક્તિ.

---

# અંક ૧ લો

## પ્રવેશ ૨.



સ્થળ—રસ્તો

**મલંગ—** ગાયન

ચંપા તું મારી દીલજાન વાહ વાહ (૨)
કસુમ કળી કુરબાન વાહ વાહ (૨)
ચંદ્ર વદની છો ? ભરી મદની છો ?
ઝરી રસની ગુલતાન વાહ વાહ !

**ચંપા—** શાણા ચતુર સુજાણ વાહ વાહ !
કરી પ્રીતિ પીછાણ વાહ વાહ !

**ગુલાબ—** ગુલાબ પરી હું,

**મલંગ—** છુપી છરી છું !

**ગુલાબ—** ગળે લગાવો ગુણવાન વાહ વાહ ! ચંપા.

**મલંગ—**કાં, બુટિઆ, મારા બાપુએ ઠરાવ કર્યો તે સાંભળ્યો ?

**બૂટિઓ**—જી હા, એમ કહેવાય છે કે જે પ્રજાજનમાંથી વધુ માણસની પસંદગી મેળવે તેને રાજગાદિ આપવી પણ બાપુ આપણે એમાં કાંઇ ફાવીએ તેમ જણાતું નથી કોઇ પુરૂષ નામે આપણને પસંદ કરશે નહિ.

**મલંગ**—મેં તેને માટે એક નવી યુકિત શોધી છે. મને ભરૂસો છે કે આપણે તેમાં ફાવીશું.જ

**બૂટિયો**—બાપુ, તમે તો મોટા તર્ક શાસ્ત્રી છો. તમારો બુટો ઓછો નહિ હોય.

**મલંગ**—જો પ્રજાજનમાં સ્ત્રીઓની પણ ગણના લેખાય. માટે આપણે પ્રયત્ન કરીને સ્ત્રી માત્રનો મત મેળવવો એટલે આપણને વધુ મત મળશે, ને અંબરીષ ધુળ ફાકતો રહેશે.

**ચંપા**—અરે, સ્ત્રીઓ તો તમને જોતાંજ પસંદ કરશે, આ કૃષ્ણ કનૈયાની મોરલી વાગી કે ગોપીયુંની માફક આખા ગામની બાયડીયું ઘેલી થઇને ભાગી.

**ગુલાબ**—આ છેલ છબીલા કામણગારાને કોણ ના પાડશે?

**ચંપા**—મારા વ્હાલા હમણાં જરા ઉદારતા રાખજો, એટલે તમારી વાહ વાહ બોલાય.

**બૂટિઓ**—બાપુ, પુરૂષમાંથી તો આપણને કોઈ પસંદ કરવાનું નથી. કેમકે એ બધા અંબરીષના કાલાવાલાને ઢોંગથી એનાજ વખાણ કરે છે. માટે આપણી સરસ જુકિત છે.

**ગુલાબ**—હું તો આજથીજ મારી સખિઓમાં આપનાજ વખાણ કરતી ફરીશ.

**ચંપા**—હું તો મારા વ્હાલાનાં ગામમાં ગુણ ગાતી ફરીશ.

**બુટિયો**—પણ બાપુ કોઇ કહેશે કે બાયડીઓનો મત કામ નહીં આવે તો?

**સલંગ**—શામાટે નહિ આવે જે ધારા પુરૂષને લાગુ છે, તેજ સ્રીને પણ લાગુ છે, જે શિક્ષા પુરૂષને થાય છેઃ તેજ સ્રીને થાય છે. તો તેની પ્રજા જનમાં ગણના કેમ ન થાય ? એટલુંજ નહિ પણ હું તો ત્યાંસુધી સિદ્ધ કરી આપીશ કે આ જગતમાં પહેલો દરજ્જો સ્રીનો છે જગતનું આદિ કારણ સ્રીજ છે. પુરૂષ માત્રની ઉત્પતિ સ્રીઓથીજ થઈ છે જો સ્રીઓ નહોત તો પુરૂષોની હૈયાતી પણ ન હોત માટે સ્રીઓનો મત એજ સાચો મત.

**બુટિયો**—બાપુ, આમ જોતાં સ્રીઓનો દરજ્જો પહેલો છે.

**સલંગ**—આ કામમાં રાણી સુકેશીને મારે યોજવી પડશે, તે આપણા ગામની બાયડીઓને ભેળી કરી એક સમાજ ભરે અને તેમાં મારા વખાણ કરી આખી પ્રજાની સ્રીઓનો મત મેળવી લીએ પછી મુછે તાર દઇ મારા બાપુને કહેવું કે લાવો રાજગાદી !

**બૂટિયો**—બાપુ, ભારે કરી ? સ્રીઓ જે ધારે તે કરી શકે. પુરૂષોનો મત મેળવવાની પણ એજ ચાવી છે, જે પુરૂષ આપણને મત ન આપે તે ઘરમાં ભુખ્યો ટળવળે ત્યાં સુધીની સૂરંગ કરી રાખવી.

**સલંગ**—ચાલ ત્યારે સુકેશીને આ વાતથી વાકેફ કરીએ હવે મને નિશ્ચય છે કે આપણે હાથ જરૂર ગાદી આવશે.

**બૂટિયો**—બાપુ, બોલોમાં દુર્વાસા આવે છે.

**સલંગ**—ચંપા, ગુલાબ તમે હમણાં છુપાઇ જાઓ.

(જાય છે.)

**બૂટિયો**—બાપુ એને (દુર્વાસા) હાથમાં લેશો તો ધારેલું કામ કરશે કેમકે એને તપનું અભિમાન છે, ને **અંબરીષને** ભક્તિનું અભિમાન છે એ બેને અખડાવશું તો અંતે આ દુર્વાસા તેને શ્રાપ આપી બાળી ભસ્મ કરી નાખશે અને વગર મહેનતે રાજગાદી હાથમાં આવશે.

**મલંગ**—શાબાશ છે બૂટિયા તું પણ ઘણો જુક્તિબાજ છે. આ સૂરંગ એવી છે કે એમાં જેટ્ટી તેટ્ટી પણ **અંબરીષ** માર્યો જશે. (દુર્વાસાને) ઓહો હો! પધારો પધારો! મુનિઓના મુગટ મણિ, વિદ્વાનોના પારસ મણી, અરૂડ તપ કરનારા, ત્રિલોકીને ધ્રુજાવનારા, પોતાનું વચન પાળનારા, પાંખડ દંભનું ખંડન કરનારા, અનુપમ મુનીરાજ હું આપને વંદન કરૂં છું.

**દુર્વાસા**—નાભાગ રાજાના પુત્ર! ભાગ્યવાન થા. શું વિચાર કરે છે?

**મલંગ**—કૃપાળુ! આપનાથી શું અજાણ્યું છે? આપ જાણો છો કે આજકાલ મારો ભાઇ **અંબરીષ** ભક્તિનો દંભ કરી દરેક તપસ્વીઓનું અપમાન કરે છે કોઇને વિસાતમાં ગણતો નથી. તેથી વિચાર કરૂં છું કે કોઇ વખતે આપ જેવાનું અપમાન કરશે તો અમારા કુટુંબને કલંક લાગશે.

**દુર્વાસા**—એવું એ ભગતડું અભિમાની થઈ ગયું છે?

**બૂટિયો**—હા! હાઃ તે સારૂજ કહીએ છીએ કે આપ એમને આશ્રમે જશો નહિ.

**દુર્વાસા**—ચાલ! એ ગલુડીઆંને કોણ ગણે છે? હમણાં જઇ શ્રાપ દઇ બાળી ભસ્મ કરૂં.

**મલંગ**—એ ભસ્મ થાય તેમ નથી, એને એના નારદ મુનિનું જોર છે.

**દુર્વાસા**—એ નારદિઓ મારી પાસે શું વિસાતમાં? એ ભગતડાઓની હમણાં જઇ ખબર લઉં છું.

**મલંગ**—કૃપાનાથ, આપ જે ધારો તે કરી શકો, આપનો શ્રાપ કઇ જગ્યોએ વ્યર્થ થયો છે? (સ્વગત) અહીંજ શ્રાપ આપી દીએ તો પત્યું.

**દુર્વાસા**—અરે એ કુર કુરિઆની શી વિસાત, હું દુર્વાસા, મહા સમર્થ, અજર અમર ચારે યુગમાં મારી હાક બોલે છે. સત્યુગમાં રામની આજ્ઞાનો ભંગ કરાવી લક્ષ્મણની ટેક તોડાવનાર હું છું, વનમાં હમણાંજ દ્રૌપદી અને પાંડવોને ભોજન માટે ખાખા વિખી કરાવી આવનાર હું છું, શીવ ભકતો સામા કૃષ્ણને યુદ્ધમાં મોકલનાર હું છું, તો આ માચીનો માંકડ મારી શી વિસાતમાં છે?

**શિષ્ય**—અરે મારા ગુરૂથી તો ભગવાન પણ ભાગતા ફરે છે.

**મલંગ**—જી હા! જે કહો તે સાચું શાસ્ત્રમાં જ્યાં જોશું ત્યાં દુર્વાસાની હાક બોલે છે, એતો **અંબરીષ**નો દિ ઉઠયો છે કે આપના તપોબળની નિંદાકરે છે.

**દુર્વાસા**—એ ચાંડાલ નિંદકને હમણાંજ તેનાં કડવા ફળ ચખાડું છું. ચાલ, રૂદ્રદત્ત. (જાય છે)

**મલંગ**—(તાલી દઇને) ઘાસની ગંજીમાં સળગતું ટમકું મુકયું છે, તે હમણાં ભડકો થઇ ઉઠશે. કેમ, કેવો તર્ક!

**બુટિઓ**—બાપુ, બીજો હોય તો તર્કટી કહેવાય પણ તમે રાજા એટલે તર્કશાસ્ત્રી કહેવાઓ.

**મલંગ**—શાસ્ત્રપણ વાંચવા જોઇએ, કેમકે જ્યાં ત્યાં બોલવામાં બંધાઇએ નહિ.

(નેપથ્યમાં)

(અંદરથી) માલકોષ

**ભક્તમંડળ**— ગાયન

કૃષ્ણ નામ લેતાં, કાંઇ નથી દામ દેવું,
કૃષ્ણ સ્પર્શ મણી ગૃહી અમુલ્ય સૂખ લેવું.

**બુટિઓ**—બાપુ, સામેથી **અંબરીષભા** ગંગા સ્નાન કરવા જાય છે.

**મલંગ**—એનો ઢોંગ તો જો! સાધુડાનો સંગ કરી ખાલી વેરાગીનો વેષ ભજવે છે.

**બુટિઓ**—એનો વેષ આજે ઉઘાડો પાડી દઇએ. એ વેરાગી થઇ ઉદારતાનો દંભ રાખે છે. અને જે માગે તેને આપે છે. માટે દુર્વાસાના મળ્યા પહેલાં આપણે તેની પાસેથી રાજગાદી નો હક માગી લઇએ, એટલે ખરા ખોટાની હમણાં ખબર!

**મલંગ**—શાબાશ છે બૂટિઆ! ભારે બૂટો કાઢયો, ગોળથી મરે તેને વિષથી શામાટે મારવો.

**અંબરીષ**—(આવીને) ગાયન

કૃષ્ણ નામ લેતાં, કાંઇ નથી દામ દેવું;
કૃષ્ણ સ્પર્શ મણિ, ગ્રહી અમુલ્ય સુખ લેવું   કૃષ્ણ૦
ત્રીલોકીના તત્વ રૂપ, કૃષ્ણ સ્વરૂપ ગ્રહેવું;
ભક્તિ સુધા પાન કરી, નિત્ય તૃપ્ત રહેવું—   કૃષ્ણ૦
રાગ દ્વેષ તજી સજી, સર્વાત્મ ભાવે વહેવું;
ગુરૂ કૃપાએ સમજી, સદા કૃષ્ણ શરણ રહેવું—   કૃષ્ણ૦

કેમ ભાઇ આપ ગંગા સ્નાન કરવા પધારો છો?

**મલંગ**—નહિ, નહિ! હું તો તમારે માટે ખાસ તમારે આશ્રમે આવતો હતો.

**અંબરીષ**—અહોહો! મારે માટે આપે આટલો શ્રમ લીધો? તમારા કોમળ પગ દુખતા હશે. (દાબવા બેસે છે)

**પ્રધાન**—વાહ કેવી નમ્રતા! ભક્તની કેવી દીનતા (સ્વગત) **અંબરીષ** ધન્ય છે તમારા માતાને. દયા દાન અને દીનતા એ ખરો ધર્મ છે.

**મલંગ**—ઉઠો, ઉઠો, **અંબરીષ** તમે ભક્ત છો, વળી સંસારી માયા તમને ગમતી નથી તેથી તમોને મારે નમવું જોઇએ ઉભા થાઓ મારે એક પ્રશ્ન પુછવો છે.

અંબરીષ—(ઉઠીને) ભાઇ! આપના મનનું સમાધાન કરી શકું એવી મારી બુદ્ધિ નથી.

અલંગ—તેથીજ પૂછું છું.

અંબરીષ—ભલે ત્યારે પૂછો.

અલંગ—આપણ બન્ને ભાઇમાંથી રાજગાદીને લાયક કોણ છે?

અંબરીષ—આપ!

અલંગ—અને તમે?

અંબરીષ—કેવળ નાલાયક.

પૂર્ણાનંદ—ભાઇ, એમને તો ભગવાનની ભક્તિ વિના કાંઇ ગમતું નથી, પણ બાપુની ઇચ્છા એવી છે કે અંબરીષભાને પટ્ટાભિષેક કરવો.

અલંગ—(સ્વગત) ફીકર નહિ તારી પણ ખબર લઇશ. (પ્રકાશ) એલા ઠગ! બે ભાઇની વાતમાં તને બોલવાનો અધિકાર નથી. અંબરીષ તમે ઘણા વૈરાગ્યવંતને ઉદાર ગણાઓ છો તો હું તમારી પાસે એક વચન માગું છું.

અંબરીષ—લ્યો આપને શું જોઇએ છીએ (કોલ આપે છે.)

અલંગ—હું એ માગું છું કે બાપુ કદાચ તમને રાજગાદીએ બેસાડે તો તમારે તેનો સ્વીકાર ન કરવો.

અંબરીષ—ઘણી ખુશીથી, હું મારો હક છોડી દઉં છું અને તમને આપું છું.

પ્રધાન—હં! હં! ભક્તરાજ આ શું બોલ્યા?

અંબરીષ—હું સત્ય બોલ્યો છું. મારા કરતાં રાજ્યને યોગ્ય તેઓજ છે વળી "आत्मवत् सर्व भूतेषु પ્રાણી માત્રને પોતાના આત્માવત્ ગણી પ્રેમ રાખવો એ શ્રુતિ વાક્યની માત્ર બોલવાથી સાર્થક્તા થતી નથી પણ એ પ્રમાણે વર્તન કરવાથી થાય છે.

પ્રધાન—આપની ઉદારતા જોઇ અમે આશ્ચર્ય પામ્યા છીએ.

અંબરીષ—આપ જાણો છો કે કર્ણ રાજાએ પોતાની ચામડી શૈબીએ પોતાનું માંસ, જીમ્યુતવાહને પોતનો જીવ, અને દધીચીએ પોતાનાં હાડકાં આપતાં જરાએ આંચકો ખાધો નથી. તો આ રાજ્ય જેવી તુચ્છ વસ્તુનો હક મેં મારા ભાઇને આપ્યો તેમાં ઉદારતા શેની!

મલંગ—શાબાશ છે અંબરીષ! તમારાપર હું ઘણો ખુશ છું.

અંબરીષ—આપને ખુશ કરવા એ મારો ધર્મ છે. કારણ કે આપ મારા પ્રાણપ્રિય આત્મ સ્વરૂપ છો.

પૂર્ણાનંદ—ભાઇ ગંગા સ્નાનને મોડું થાય છે.

અંબરીષ—હા ચાલો (જાય છે)

મલંગ— ગાયન

કર તું તૈયારી, કર તું તૈયારી
ગાદી હવે મારી, નાં રહી સૈયારી;
બંદા બિહારી કેવી હુંશિઆરી. કર તું૦

બુટિઓ—દીધો વિસારી.

મલંગ—કરૂં કારભારી!

બુટિયો—શત્રુની ખુવારી, જામ્યો રૂડો રંગ સોનામાં જડયું નંગ

બુટિયો—કદી થાશે વચન ભંગ, ભગતડાના શ્યા ઢંગ.

મલંગ—સભાની તૈયારી, રાખવી વિચારી;
નગરની નારી, બોલાવે મુજ પ્યારી— કર તું૦

(જાય છે.)

---

# અંક ૧ લો

## પ્રવેશ ૩.



**સ્થળ**—અમરાવતીમાં કમળાનું ઉપાસના ગૃહ.

**દાસીઓ**— ગાયન

બેની વસુંધરા તપતી છે આજ,
જપતી મેઘની માળા,
એ જપતાં હૃદયે વાધ્યો પ્રેમ;
કરમાં ધરી વરમાળા.
વાલીડી પણ થઈ બેઠી ન્યોછાવર વરવા
નારદ વચને અનુસરવા આજ જપતી૦
રૂદગુણી શાણી ભાવે, ભક્તિ નિત્ય કરતી;
ભય ભુખ તરસ નવ ધરતી આજ. જપતી૦

**૧ સખી**—(આવીને) કાં, માલતી કમળા બેન જાગ્રત થયાં ?

**માલતી**—ના સખી, આજ પાંચ દિવસ થયાં આંખ ઉંચી કરતાં નથી.

**૧ લી સખી**—ચાલો ત્યારે માતુશ્રીને ખબર આપીએ.

(સૌ સખીયો જાય છે)

**નારદ**—(પ્રવેશ કરતાં) ગાયન

ઘટ ઘટ ભાળું સંભાળુ ઘન શ્યામ !
આકાશે શશિ સુરજ તારા, ભાસે ન ભિન્ન કોઇ ધામ.
સચ્ચિદાનંદ મંગલમય મૂર્તિ,
ગમતું ગોવિંદ પ્રિય નામ— ઘટઘટ૦

મારા વચનપર વિશ્વાસ રાખી આ કમળા ઇચ્છિત વર વરવા વિષ્ણુની ઉપાસના કરે છે તેનો આજે પરિપાક થવાથી વરદાન મેળવવાને અધિકારી થઇ છે.

જય કમળ નયન, જય શેષશયન પ્રભુ.

(મહેલ ફાટે છે અને શેષશાયી ભગવાનના દર્શન થાય છે)

**વિષ્ણુ**—પ્રિય નારદજી, શું નિમિત્ત છે?

**નારદ**—પ્રભુ, નિમિત્ત કારણ આપનાથી અજ્ઞાત નથી. પુત્રિ કમળા! જેનું તું નિરંતર સ્મરણ કરે છે તેજ ભગવાન, લક્ષ્મી નારાયણના પ્રત્યક્ષ દર્શન કરી લે.

**કમળા**—(જાગ્રત થઇ) જય લક્ષ્મી નારાયણ પ્રભુ, આપને કોટાન કોટી પ્રણામ કરૂં છું.

**વિષ્ણુ**—પુત્રિ કમળા, તારૂં સદા કલ્યાણ થાઓ. તને ઇચ્છીત વર **અંબરીષ** અવશ્ય પ્રાપ્ત થશે. તમારા જેવાં દૈવી પ્રેમથી જોડાયેલાં દંપતિનો સંસાર સુખરૂપ થશે, અને તમારી પ્રજા ભવિષ્યમાં ભરતખંડનું હિત કરશે.

**કમળા**—તથાસ્તુ! પણ પ્રભુ.......

**વિષ્ણુ**—હા, સમજ્યો! **અંબરીષ** વિરક્ત રહેવા ઇચ્છે છે. પણ મારા વરદાનથી અવશ્ય તને અંગીકાર કરશે. જો આ તારો ભવિષ્યનો ભર્થાર **અંબરીષ**!

**અંબરીષ**-(પ્રત્યક્ષ દેખાય છે)

**કમળા**—(પ્રેમ દ્રષ્ટિથી જુએ છે)

**વિષ્ણુ**—પુત્રિ, બીજું કાંઇ વરદાન માગ.

**કમળા**—પ્રભુ આપનું શરણ, આપનું સ્મરણ, અને આપની કૃપા નિરંતર પ્રાપ્ત રહો.

**વિષ્ણુ**—તથાસ્તુ!

(ત્રણે અદશ્ય થાય છે અને મહેલ અસલ સ્થિતિમાં દેખાય છે.)

**માલતી**—(આવીને) કાં સખી ધ્યાનમાં શું જુએ છે?

**કમળા**—મારો નાથ.

**માલતી**—તારો નાથ કેવો છે?

**કુમળા**— ગાયન

સૌથી સુંદર છે મારો નાથ, મારો નાથ, મારો નાથ રે,
ભક્ત મણિ એ દાસ કૃષ્ણનાજી;
ગુણ સાગર એ નટવર નાગર,
મોહી અમર વરને સોંપ્યો હાથ (૩) રે ભક્ત૦
વરવાને મન નાભાગનો તન,
સસારે કરીશું એનો સાથ (૩) રે ભક્ત૦

**માજી**—(આવીને) પુત્રિ, હવે તારી હઠ છોડી દે. **અંબરીષ** રાજાને મોકલેલું નાળીએર સ્વીકારતા નથી. માટે તારા પિતાજીનો મત છે કે પ્રધાનજીની સાથે તારે દેશાટન કરવા જવું.

**કુમળા**—માતા પિતાની આજ્ઞા શિરતાજ. (માજી જાય છે)

**માલતી**—સખિ જોઇતું હતું અને વૈદે બતાવ્યું. હવે વરને શોધવા સ્નેહ ભર્યાં સંચરો.

**કુમળા**—(હસીને)

ગાયન

મોહનજીને મળવા તલપે મારૂં ચિત્ત રે,
પ્રેમની આંખો પ્રેમની પાંખો;
પ્રેમનાં ગાઉં સુખે ગીતરે— મોહનજી૦
સાગર સંગે સરિતા ઉમંગે,
મળવા દોડે ધરી પ્રીત રે— મોહનજી૦
પ્રેમે મળશું, જ્ઞાનમાં ગળીશું,
વહેલા વળીશું ત્યાં ખચિત રે— મોહનજી૦

(જાય છે)



# અંક ૧ લો.

## પ્રવેશ ૪.

**સ્થળ**—ઘંટાકરણ શેઠનું ઘર.

**ઘંટાકરણ**—(કાને ટોકરા બાંધી, ખોબામાં રૂપીયા ખખડાવતો) ભજ કલદારમ્ ભજ કલદારમ્ કલદારમ્ સચ્ચા દીલદારમ્ પાંચ વરસ જાવા બંદર રહી આવી એક હજારનો હાથડો માર્યો અને ગામમાં આવી એક લાખનો વાયકો ઉડાડયો જેથી બાળા ભોળાની થાપણું એની મેળે ઘેર બેઠાં હાલી આવે છે.

**શેઠાણી**—(છુપાઇને જોતી હતી તે) મને સુઝે છે કે રૂપીયાની ધુનમાં ને ધુનમાં તમે ગાંડા થઇ જશો.

**ઘંટાકરણ**—ગાંડા તો આ બંદાના ઝપાટાથી કઇક થઈ જશે, જાવા બંદરથી એક હજાર લાવ્યો હતો તેમાંથી એક લાખ ભેળા કર્યા એને ગાંડો કોણ કહે ?

**શેઠાણી**—આમ પારકી થાપણુંથી પૈસાદાર થયા છો તે કોક દી પોકળ ઉઘાડું થશે.

**ઘંટાકરણ**—(પાઘડી ફેરવી) ત્યારે આમ ફેરવી બાંધતા કેટલીવાર. બાપદાદાનો ધંધો કાંઇ મુકાશે ? મારે બાપે સાત દેવાળાં ફુંક્યા હતા તો હું તેનાથી સવાઇ કરૂં ત્યારે સપૂત કહેવાઉં સમજી ?

**શેઠાણી**—પછી ભગવાન કેમ સાંખશે, પારકી પુંજી ઓળવનારનું ક્યાંય સારૂં થતું નથી.

**ઘંટાકરણ**—(ડોકું ધુણાવી ટોકરા વગાડે છે) અરર, ઇ, નામ ક્યાં લીધું ? મારા કાનમાં પેસી જાશે.

**શેઠાણી**—ભગવાનનું નામ પણ કાનમાં નહીં ?

ઘંટાકરણ--(ડોકું ધુણાવી) હં હં મારૂં ડોકું દુઃખવા આવ્યું. એનું નામ લીધા વિના વાત કરને?

શેઠાણી—આ તમારી હઠ હવે મને નથી ગમતી.

ઘંટાકરણ—અમે કરતા હશું તે વિચારીને કરતા હશું, એનું નામ અને એની ભક્તિ કરીને કોણે ફાયદો કાઢયો છે?

શેઠાણી—એની ભક્તિથી ઘણાંય તરી ગયા છે. શુકદેવજી, નારદજી, પ્રલ્હાદજી, ધ્રુવજી, હનુમાનજી, અને વિભીષણ, અર્જુન, દ્રૌપદી, કુન્તા, શબરી એવા એવા હજારો સ્ત્રી પુરૂષ નામ સ્મરણથી પરમેશ્વરના પદને પામ્યા છે. અરે છેટે કયાં જાઓ છો, આપણાંજ ગામમાં જુઓને અંબરીષભા કૃષ્ણ રૂક્મણીનું સ્મરણ કરી જીવન મુક્તિનું સુખ લીએ છે.

ઘંટાકરણ—(ડોકું ધુણાવી) હં. હં. એકવાર કહ્યું કે ઇ. નામ લીધા વગર વાત કર તોય માથું પકવે છે?

શેઠાણી—એતો જેના કાનમાં એ નામ નથી જાતું તેનું માથું પાકેલુંજ રહે છે.

ઘંટાકરણ—અંતે બાયડીની મતિ પેનીયે રાંડ એની ભક્તિ કર-કરવાથી તે....

શેઠાણી—એની એટલે કેની?

ઘંટાકરણ—હંઅ એમ કરીને નામ લેવરાવવું છે કે? આ બંદાને કાચો પોચો ન સમજીશ એક ચોટતો તારો ઇ આવ્યો હોય તો એનેય છેતરી લઉં સમજી?

શેઠાણી— ઇ. એટલે,

ઘંટાકરણ—ઇ. તે ઇ. તેં કીધું ઈ. બંદા મગતું નામ મરી જાશે તોય નહીં પાડે લે!

શેઠાણી—એની શિક્ષારૂપજ આ ટોકરા કાને લટકયા છે.

ઘંટાકરણ—ભેંસના શીંગડાં કાંઇ ભેંસને ભારે નથી પડતા. હુંતો જીવીશ ત્યાં સુધી ઘુઘરા કાને ધમકાવીશ. પણ એનું નામ

કાનમાં નહીં જાવા દઉં.

**શેઠાણી**—કારણ !

**ઘંટાકરણ**—કારણ એ કે એની ભકિત કરવાથી કોઇ સુખી થયું નથી. જો દ્રૌપદીએ ભકિત કરી તો ભરી સભામાં ચીર ખેંચાવીને આબરૂ ખોઇ. કુન્તાએ ભકિત કરીને દીકરાને દેશવટો દેવરાવ્યો. વિભીષણે ભકિત કરી તો આખા કુળનો નાશ કર્યો. પ્રલ્હાદના બાપના આંતરડા ચીરાણા ને બીચારા હનુમાને ભકિત કરી તો જીવત જાગત વાંઢો રાખ્યો ને ઉપર જાતાં તેલપાઇને આકડો સુંઘાડયો અને આ અંબરીષનું વળી આગળ ઉપર થાય તે જોજે સાધુડાને સંગે ચડયો છે, તે જેદી તેદી ભીખ માગશે ને મલંગભા રાજા થાશે તેદી આ બંદાના વેણ યાદ કરજે.

**શેઠાણી**—હાય ! હાય ! ભગવાનના સારા કામમાંથી પણ દોષ ગોતી કાઢો છો ? સવળાનું અવળું કરી બોલો છો ? મને લાગે છે કે જરૂર હવે બુરૂં થવા બેઠું છે.

**ઘંટાકરણ**—જા જા હવે ઘરમાં જા કોઇ ઘરાક આવતું જણાય છે. મફતીયા એ મફતીયા એલા અમથુડા ! બેય ભાઇ અહીં આવજો રાજદાસી (પ્રવેશકરીને)—સુકેષીબાની આજ્ઞા છે કે આવતી કાલે ગોકળ અષ્ટમીને રોજ રાજ મહેલમાં એક સ્ત્રી સમાજ ભરવાનો છે. માટે તમારા ઘરમાં જેટલાં બૈરાં હોય તેઓએ હાજરી આપવી. [જાય છે]

(અમથો અને મફતીયો રૂપીયાની થેલી લઇ આવે છે.)

**મફતીયો**—શું રાડું પાડો છો ? કાલનો મેળ મેળવતા હતા ?

**ઘંટાકરણ**—જો કોઈ ઘરાક આવે છે, સમો ભણવા મંડી જાઓ.

(મફતીયો નામું માંડે છે.)

**અમથો**—(રૂપીઆ ગણે છે.) (મટુ ગોરાણી આવે છે)

**ઘંટાકરણ**—આવો આવો, ગોરાણી આજતો તમારા મોટા પગ.

**મકુ**—(થેલી આપીને) લ્યો આ ગણી લેજો, પાંચ હજાર છે તે મારા જમા કરજો. જો જો મારો જોઈતો જાણે નહિં.

**ઘંટાકરણ**—અમારા ચોપડાની વાત કોઈ ન જાણે બેફીકર રહો. (સ્વગત) અન્તે તો ચોરની મા કોઠીમાં મોહું ઘાલી રૂએ એવું કરી મુકશું.

**અમથો**—ગણે છે. વીશ હજાર, વીશ હજાર, વીશ હજાર, બાપા વીશ હજારનો મેળ હતો કે?

**ઘંટાકરણ**—પચીશ સાથે થવા જોઈએ. (ફરી ગણ ઈસારાથી)

**મફતીઓ**—બાપા આ હુંડી એક લાખની કેને ખાતે માંડવી છે?

**ઘંટાકરણ**—શાહ નથુભાઈ ટેકચંદ એવું મુલક મશહુર નામ ભૂલી જાય છે મુરખા?

**મકુ**—[સ્વગત] અહો હો! લાખ લાખ રૂપીયાની તો હુંડીયું લખે છે. ઘંટાકરણ શેઠ તો જાવા બંદરથી ખૂબ લઈ આવ્યા જણાય છે. [પ્રકાશ] ભાઈજી જાઉં છું. વ્યાજ આગળ પ્રમાણે માંડજો હો?

**ઘંટાકરણ**—ભલે અમારે તો વ્યાજ ખાડ પડે છે પણ તમને ગોરાણીને કાંઈ ના પડાશે? (સ્વગત) બાવો બેઠો જપે, ને જે આવે તે ખપે. **પમો ઢેઢ અને રૂડકી** (આવે છે)

**ઘંટાકરણ**—એલા મેઘવાર કેમ આવ્યો?

**પમો**—માબાપ રૂપીયા પાંસ વીહુ મુકવાસે

**ઘંટાકરણ**—કેના તારા નામ પર, ભલે.

**પમો**—માબાપ ઘણી ખમા ભગવાન તમને જીવતા રાખે.

**ઘંટાકરણ**—(માથું ધુણાવીને) આતો ઢેઢ પણ એનુંજ નામ લેતો આવે છે.

**રૂડકી**—અરે ઇતો મુઓ ઉઠ્યઉસે કાલ ઉઠીને રાંડોમાં ફૈંકી આવશે. મારા નામ પર લખો

**ઘંટાકરણ**—(સ્વગત) પાછો દઈશ તો ફૈંકી આવશે ના?

**પમો**—એ રાંડ, મારી આબરૂ ખોછ? હુ ભગત માણહ ઉઠીને

એવું કામ કરૂં ?

ઘંટાકરણ—જાઓ જેઠી બેય મત મેળવીને આવશો ત્યાં સુધી ઉપર ટબકે ઉધારશું.

મફતીયો—(કાનમાં) ઉધારશું કે ઉડાવશું ?

પમો—ઘણીખમા અન્નદાતા ભલો તોડ કાઢયો. ભગવાન તમને જીવતા રાખે.

ઘંટાકરણ—(ડોકું ધુણાવીને) હવે જા. જા.

પમો—(જતાં) માબાપ મારે તો ચામડાની કમાણીસે

[જાય છે.]

ઘંટાકરણ—[સ્વગત] ચામડું તો જોતરવા ઉતરવું છે. જો તો ખરો ? મફતીયા નામું માંડજે. રૂપીયા પાંચ હજાર ગોરાણીના આવ્યાં એવા ગયા. તે અમથાલાલની વઉના પડલા ખાતે ઉધાર.

દલાલ—કાં શેઠ, હુંડી લખશો કે ?

ઘંટાકરણ—ક્યાંની જોઇએ છીએ. કાશી. કાનપુર, કાશ્મીર, કપડવંજ, કોલાપુર, કોચીન, કે કલકત્તા ? જ્યાંની કહો ત્યાંની લખી આપું. ચારે દીશામાં આપણું નામ ચાલે છે.

દલાલ—કાશ્મીરની જોઇએ છીએ.

ઘંટાકરણ—કેટલી.

દલાલ—પાંચશોનો કટકો.

ઘંટાકરણ—ઉંહું, એવા ફોતરા કોણ લખે ? પચીસ પચાસ હજારનું ઘરાક હોય તો લાવજે.

મફતીયો—બાપા હીરાનું પડીકું લઇને સોની કેમ ન આવ્યો ?

ઘંટાકરણ—જા જા, હીરા આઘા પાછા કરી નાંખશે. સઇ સોની ને સાળવી એને જમ ન શકે જાળવી.

દલાલ—[સ્વગત] મને તો આ બધો ડોળ લાગે છે. જેઠી તેઠી ગામ આખાને રોવરાવશે (પ્રકાશ) શેઠ આ ઘુઘરા કાને કેમ બાંધ્યા છે ?

**ઘંટાકરણ**—કોઈની નિંદા કાનમાં ન જાય તે માટે. જા, પારકી પંચાત ન કરીએ. દલાલી ખોટી થાય છે. [જાય છે]

**શારદ**—[નારદ સાથે આવી] જુઓ. ગુરૂ મહારાજ આ ઠગ મૂર્તિ ભગવાનનું નામ પણ કાનમાં જવા દેતો નથી.

**નારદ**—જા, કંઈ યાચના કર.

**શારદ**—કાં શેઠ! આજે પુર્ણિમા છે. કાંઈ દાન કરશો કે?

**ઘંટાકરણ**—દાન લેવું હોય તો જાઓ અંબરીષને દરબાર. અહીં શું જોઇને આવ્યા છો?

**શારદ**—આપની ઉદારતા જોઇને.

**ઘંટાકરણ**—અલ્યા. અમને સાહુકારને ઉડાઉ કીધા ઇતો ગાળ દીધી કહેવાય?

**શારદ**—ત્યારે આપની કંજુસાઇ જોઇને આવ્યો.

**ઘંટાકરણ**—કેવો. અક્કલનો બારદાન! કંજુસાઈ જોઈ છતાં દાન લેવા ઉભો છે.

**શારદ**—[સ્વગત] આતો પાકો ઠગ. [પ્રકાશ] શેઠ ક્ષમા કરો. લોભીને યાચક શત્રુ સમાન લાગે છે, એ વાકયનો આજે ખરેખર અનુભવ કર્યો.

**ઘંટાકરણ**—વગર પૈસે વિદ્યા શીખ્યો માટે ગુરૂ દક્ષિણા મુક:

**શારદ**—[સ્વગત] આતો ઉલટો ગુરૂ દક્ષિણા માગે છે [પ્રકાશ] શેઠ કાંઈ દાન કરશો તો ભગવાન તમારૂં સારૂં કરે

**ઘંટાકરણ**—[ડોકું ધુણાવી] ભલે તમારૂં સારૂં કરે.

**શારદ**—પણ તમારૂં સારૂં કરવા આ નારદમુની જુઓ વૈકુંઠમાંથી આવ્યા છે.

**ઘંટાકરણ**—કેમ ત્યાં પેટ ન ભરાણું?

**શારદ**—પેટ ભરવા નથી આવ્યા, પણ તમને ભગવાન પાસે તેડી જવા આવ્યા છે.

**ઘંટાકરણ**—હવે પધારો મહારાજ ખાલી માથું ન પકવો.

**શારદ**—માથુ હલાવવાનું બંધ રાખો તો નહિં પાકે.

**ઘંટાકરણ**—હવે અમારા માથાનું તારે શું કામ છે? નવરો લાગેછે?

**શારદ**—વાહ! તમારૂં માથું તો કીંમતી છે. જુઓ એમાં બે આંખો છે. તેથી ભગવાનનાં દર્શન થાય. બે કાનથી ઇશ્વરના મહિમાનું કીર્તન સંભળાય.

**ઘંટાકરણ**—હવે લંગોટા? લવારો મુક. માથું દુઃખવા આવ્યું ફુલાણું થાય, ઢીંકણું થાય, પુંછડું થાય, પણ ઇ તમારો સાચો હોય તો રૂપીયાનો વરસાદ કેમ નથી વરસાવતો? (સ્વગત) મારા ઘરમાં.

**શારદ**—ઇ. એટલે કોણ?

**ઘંટાકરણ**—ઇ એટલે ઈ.

**નારદ**—(સ્વગત) અહાહા. વાત કરતાં પણ ભગવાનનું નામ લેતો નથી. આની શી ગતિ થાશે. આને કોઇરીતે ભગવાનનું નામ લેવરાવવું અને તેની નીચ ગતિ થતી અટકાવવી એ પણ પરમાર્થ છે.

ગાયન.

મરી જાવું છે માયા મેલીરે, માટે સાધી લે ભક્તિ પેલી.
કાળાં ને ધોળાં કરીને કમાણો દીસે, લાખોની પુંજી વધેલી.
દામ ને ધામ તારૂં કામ નહિં આવે; જ્યારે યમદ્વાર દેશે ધકેલીરે. મરી.
સગાં સંબંધી સ્વાર્થે ભેળાં, અંતે તુજ શીર પાપની થેલીરે. મરી.
બાપના બાપને યાદ કરશો ભાઇ, ઠાલી ઠાંઠડી દેશે ઠેલીરે. મરી.
પ્રપંચ તજીને પ્રભુ ભજી લે, પાળ બાંધને તું પુર પેલીરે.

**સાખી.**

તન આંબા ઉપવન વિષે, વાવ ન અધર્મ આક
નિતિ બી બોતાં થશે, મધુર સુધા સમપાક. રે મરી જાવું છે

(નારદ તથા શારદ જાય છે).

# અંક ૧ લો.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—અયોધ્યામાંનાભાગ રાજાનો કોઠાર.

( કોઠારને ઓટલે કોઠારી ઉભો છે. દુકાળીયાં ઘેરી વળ્યાં છે ).

**કુચરો**—એ કોઠારી બાપા. એક સપટી દાણો આપો. આ સોકરો ભુખે મરી જાય છે.

**પુંજીયો**—છોકરો પડયો ખાડમાં! પહેલું પેટનું કરને. (કોઠારીને) એ, માબાપ અન્ન વિના જીવ જાય છે. ત્રણ દિવસનો નકરકાટ ભૂખ્યો છું.

**ધનકી**—માબાપ, આજ પાંચ લાંઘણું થઇ છે. દકાળે તો દાટ વાળ્યો.

**કોઠારી**—જાઓ, મજુરી કરી ખાઓ. બાપાનો માલ છે કે માગોછો?

**ભોજીઓ**—એ માબાપ, મજુરીએ કોણ રાખે છે?

**પુંજીઓ**—પેટમાં ખાડા પડ્યા હોય ત્યાં મજુરી ક્યાંથી બને. આજ સાતમી લાંઘણ છે.

**રૂડકી**—એ. અન્નદાતા! ચાયતો આસોકરીને રાખી પાલી દાણો આપો.

**મલંગ**—(આવતાં આવતાં.) આ દરબારગઢ પાસે દુકાળીયાં કેમ ભેગાં કર્યાં છે? કોઠારી. એને રજા આપો (ચાબખો મારે છે) એ કંગલાઓ? ગરદી નહીં કરો. હવા ખરાબ થાય છે.

**કુચરો**—અન્નદાતા, આખો દેહ ખરાબ થઇ ગયો ત્યાં હવાનું ક્યાં પુછોછો. અમે તમારી વહતી ભુખે મરીએ છીએ. જરા દયાની નજરથી જુઓ.

**નેણશી**—માબાપ, ચાબખા મારોછો, પણ સારા વરહમાં તમારા કોઠાર અમારાથી ભરાણાં છે.

**મલંગ**—ખૂટિઆ, એ કંગલાઓને ગામ બહાર કાઢી મને ખબર આપો. આઆં દુકાળીયાં ભેગાં થઇ ગામમાં રોગ ફેલાવે છે.

**કચરો**—જ્યાં રાજા માણુહુની દાનત આવી ત્યાં વરસાદ ક્યાંથી વરહે !
**બૂટિઓ**—જાઓ. ગામ બહાર જાઓ. નહિંતર માર ખાશો.
**કચરો**—જાય તે ક્યાં. આભલામાં ! મારવા હોય તો મારી નાંખો.
**નેણુસી**—અનાજ વિનાં ટાંટીઆ ઘહીને મરવું તેના કરતાં ધણીને હાથે મરવું વધુ સારૂં.

(બૂટિઓ અને કોઠારી મારે છે તોપણ જતાં નથી.)

(કકળાટ કરે છે).

**કચરો**—દયા કરો માબાપ.
**અંબરીષ અને પૂર્ણાનંદ**—(આવે છે) શું છે ? શું છે કોઠારી ? એ લોકોને શું જોઈએ છીએ ?
**કોઠારી**—કૃપાનાથ, એ તો દુકાળીયાં છે. કોઠાર લુંટવા ભેળાં થયાં છે.
**અંબરીષ**—એટલે દરજ્જે એ લોકો ભૂખે મરે છે ?
**કચરો**—એ અન્નદાતા, અમે તમારી વહુતી ભૂખે મરીએ છીએ કોઠારી સપટી દાણો દેતા નથી.
**અંબરીષ**—(કરૂણાયુક્ત) હે પ્રભુ ! આ લોકોનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. હે દયાળુ ! આવાં દુઃખો આ દેશ પર શા માટે નાંખો છો ? કોઠારી, એ બધાને એક એક ગુણી અનાજની આપો.
**કોઠારી**—કૃપાનાથ ! રાજકુટુંબને પુરૂં થાય એટલુંજ અનાજ રહ્યું છે. તેથી મહારાજાનો હુકમ છે કે કોઠારમાંથી કોઇને આપવું નહિ.
**અંબરીષ**—વસ્તી અન્ન વિના આમ ભૂખે ટળવળે ને રાજકુટુંબ માટે ભવિષ્યનો સંગ્રહ થાય એ કેવું અઘોર કૃત્ય ! શું. ! રાજ-કુટુંબને વિશ્વંભર નાથનો ભરૂંસો નથી ? કોઠારી; હું તમોને આજ્ઞા કરૂંછું કે તમે દુર ખસી જાઓ.
**કોઠારી**—બહુ સારૂં. બાપુનો જેવો હુકમ. લુંટાવી દીઓ. સારા

આપનું શું જાય છે? (સ્વગત) ચાલ ઝટ મહારાજાને રોશન કરૂં. નહિ તો આ ભક્તરાજ કોઠાર લુંટાવી દેશે.

(જાય છે)

**અંબરીષ**—જાઓ મારા બાપલા? જેનાથી જેટલું ઉપડે તેટલું ઉપાડી ચાલતા થાઓ, (રાંકાં અંદર જઈ ગુણી બબે ગુણી ઉપાડી દોડતાં જાય છે).

**કચરો**—જીવતદાન આપ્યું. અન્નદાતા. ભલે ભગત જનમ્યા.

(જાય છે)

**ધનકી**—સો વરહના થાઓ. મારા બાપલા સોકરાં જીવાડી દીધાં

(જાય છે)

(નાની ઉમરનાં છોકરાંઓ ગુણી ઉપાડી દોડી જાય છે).

**નેણસી**—ભલે ભગતરાજ ભલે.

**કોઠારી**—(આવીને)એ, માબાપ મારૂં મોત કરાવશો. (કોઠારમાં જોઇને) હાય હાય એકે ગુણ રહેવા ન દીધી. છાવડ છટ કરી દીધું. મહારાજા મને ફાંસીએ દેશે. જુલમ થયો. [કમાડ વાસી પાછો જાય છે] દોડો દોડો કોઠાર લુંટાવી દીધો.

**અંબરીષ**—પૂર્ણાનંદ, કોઠારીનો જીવ તલપાપડ થાય છે.

**પૂર્ણાનંદ**—એ પણ મોટો દુકાળીયો છે. રોજ કોઠારમાંથી ઘર ભેગું કરે છે, જુઓ, મહારાજને તેડવા દોડી ગયો.

**અંબરીષ**—ભલે ગયો. હરિ ઇચ્છા હતી તેમ થયું આપણું કર્યું શું થાય છે? મારો વા'લો, કીડીને કણ ને હાથીને હારો આપી રહ્યા છે.

(કોઠારી, નાભાગ તથા મલંગ આવે છે).

**મલંગ**—ચાલો નજરે બતાવું. આમ રાજનો કોઠાર લુંટાવી દેવાનો તેને શું હક હતો? [કોઠાર ઉઘાડી જુએ છે ને બીજી ગુણીઓ પ્રભુ કૃપાથી આબાદ પડેલી દેખાય છે],

**કોઠારી**—માબાપ હું આવ્યો ત્યારે કોઠાર ખાલી ખમ હતો. અત્યારે

ભરેલો દેખાય છે.

**નાભાગ**--તમે બન્ને પ્રપંચી અને જુઠા છો. જાઓ આવી ખોટી વાત મારી પાસે લાવશો નહિં. **અંબરીષ** તું તારે જેમ કરતો હોય તેમ કર્યા કર. હું તારા પર ઘણો પ્રસન્ન છું.

(જાય છે)

(મલંગ અને કોઠારી શરમાઇ ચાલ્યા જાય છે)

**અંબરીષ**--[સ્વગત] મારો વા'લો પ્રસન્ન તો આખું જગત પ્રસન્ન બધી એની ખુબી છે. એક ક્ષણમાં પાછો કોઠાર ભરી દીધો. કેવી અદ્‌ભૂત લીલા! હે નાથ! તારાં ગુણ હું શું ગાઉં. ગાયાથી કાંઇ પાર આવે તેમ નથી.

ગાયન.

ગોવીંદ તારા ગુણ શા શા ગાઉં (૨)
હો જીરે સાગર ગુણ ભરિઓ—હો જી
નવસેં નવાણું પુર્યાં નવાં નવાં ચીર વહાલા.
દ્રૌપદીની વ્હારે ઝટ ચડિઓ. હો જીરે.
ઇન્દ્રે કોપીને વૃષ્ટિ, વૃજમાં કીધી ત્યારે,
ટચલી આંગળીએ ગિરિવર ધરિઓ. હો જીરે.
કણના કોઠાર ભરીયા. લુટ્યાં રંકે આ ઘડીરે,
બમણો કણ નીધિ ક્ષણમાં કરીઓ. હો જીરે.
સાગર ગુણ ભરિઓરેજી

# અંક ૧ લો.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**--**અંબરીષ** રાજાનો મહેલ.

**પાત્ર**--**અંબરીષ**, પૂર્ણાનંદ, દુર્વાસા અને તેના શિષ્યો.

**દુર્વાસા**--[પ્રવેશ કરતાં] ક્યાં છે એ ભગતડો દંભી?

**અંબરીષ**--[સામેથી આવતાં]

પધારો પધારો ભગવાન દુર્વાસા આજ મારાધન્ય ભાગ્ય દાસને કૃતાર્થ કર્યો.

ગીતિ.

સંતની સેવ કરેલી, હશે ધરેલી પ્રભુ પદની આશા,
તે કરણી ફળ દેવા, હરિ આવ્યા ધરી સ્વરૂપ દુર્વાસા,

**દુર્વાસા**—અલ્યા ભગતડા બે દિવસ થયાં સાધુડાનો સંગ કરી પોપટની પેઠે કૃષ્ણ કૃષ્ણ કહેતાં શીખ્યો તેથી મારા જેવા મહાન તપસ્વીની પણ નિંદા કરવા લાગ્યો? મારા સામર્થ્યની તને ખબર છે? હું ધારૂં તો મારા તપો બળથી નવું સ્વર્ગ ઉપજાવી શકું. હું ધારૂં તો ઇંદ્રને લાત મારી ઇંદ્રાસન પરથી ઉઠાડી શકું. હું ધારૂં તો એક ક્ષણમાં આખા બ્રહ્માંડને ડુબાવી શકું. ને હું ધારૂં તો તને આ ક્ષણે બાળી ભસ્મ કરી શકું. બોલ! તુંમાં શું સામર્થ્ય બળ્યું છે?

**અંબરીષ**—[શાન્તીથી] કૃપાનાથ, શાંત થાઓ હુંમાં તો હું પણું કાંઇ છેજ નહિં મારૂં તો બળ, ઐશ્વર્ય અને સામર્થ્ય જે ગણો તે શ્રી હરિજ છે. આપ તો મહા સમર્થ છો. આપની પાસે મારે શું ઉચ્ચાર કરવા જેવું છે તોપણ પુછોછો તો કહું છું કે મેં આજ સુધી જાગ્રત કે સ્વપ્ન અવસ્થામાં કોઇપણ મનુષ્યની નિંદા કરી નથી. તો આપ જેવા મુનિ બ્રાહ્મણની નિંદા કેમ કરૂં?

**દુર્વાસા**—તું શું સત્ય બોલે છે? તું તપનો અને તપ કરનારાઓનો હંમેશાં તિરસ્કાર કરે છે.

**અંબરીષ**—હરિ! હરિ! એવું કદી કર્યું નથી.

**દુર્વાસા**—ત્યારે હમણાં કોઠાર પાસે કડતાલ લઇ શું રાગડા તાણતો હતો?

**અંબરીષ**—જી ના તેમ ન હતું. પણ

ગાયન.

ભક્તિ રસાયન ખાઉં, અંતે અમર થઇ જાઉં
પાઉં પ્રથમ શીયળવ્રત, પ્રીતે પીયું રસામૃત—ભક્તિ.

પાળી સદ્ગુણો, ટાળી દુર્ગુણોઃ
અંતર કરૂં જળ યમુના જેવું.
સરલ પડે ઇશ પ્રદમાં વહેવું.
પ્રેમ પ્રકટાવી ઉર હરિ સમીપ ધાઉં—ભક્તિ

**દુર્વાસા**—અરે, દંભી તેં આ બોલી ભક્તિનું મંડન અને તપનું ખંડન કર્યું છે.

**અંબરીષ**—કૃપાનાથ ભક્તિમાં જપ, તપ, યજ્ઞ ઇત્યાદિ સર્વ સાધનોનો સમાવેશ થાય છે. જેથી મેં તપનું ખંડન કર્યું છે એમ કહી શકાય નહિં.

**દુર્વાસા**—જુઠા. હજી તું ચોખ્ખું બોલતો નથી.
પ્રપંચ કરી મનના નિશ્ચયને છુપાવે છે? હું તને એટલુંજ પુછુંછું કે ઇશ્વર પદ મેળવવા ભક્તિ ઉત્તમ છે કે તપ એ જેવું મનમાં હોય તેવું બોલ. નહીંતો હમણા શાપ આપી ભસ્મ કરૂં છું.

**નારદ**—[આવીને] મુનિરાજ. દરેક સાધનમાં સકામ નિષ્કામ પણાથી જ ફળમાં ભેદ છે. બાકી વિવાદ જેવું કશું નથી. જુદી જુદી ક્રિયાઓ છતાં વસ્તુ એકજ પ્રાપ્ત કરવાની છે. કોઇરીત કષ્ટકારી છે અને કોઇ સરલ સુખરૂપ છે.

**દુર્વાસા**—[ક્રોધયુક્ત] ચૂપ. તારી કળાને હું જાણુંછું. ભુખ તરસ તાપ તડકો ઇત્યાદિ સહન કર્યા વિના ઇશ્વર પદની પ્રાપ્તિ થાય છે? તું સાધુડું તપસ્વીઓની વાતમાં શું સમજે?

**નારદ**—અસ્તુ [સ્વગત] આગળ પર બધું સમજાશે.

**દુર્વાસા**—[અંબરીષને] બોલ, તું શું ઉત્તર આપે છે?

**અંબરીષ**—[સ્વગત] ધર્મ સંકટ આવ્યું. ભક્તિને ઉત્તમ કહીશ તો આ તપનું અભિમાન ધરનાર દુર્વાસા મુનિ શાપ આપશે અને તપને ઉત્તમ કહીશ તો મનના નિશ્ચયથી ઉલટું બોલી અસત્યવાદી ઠરૂં. માટે હરિ ઇચ્છા હશે તેમ થશે. સત્યજ બોલવું.

[ ગાયન. મરાઠી સાખી ]

ભક્તિ સર્વોતમ સાધન મોટું, સરલ સિદ્ધ મહા દેવી
અંતરનું અભિમાન ગાળતી, ગણી ઉત્તમ મેં સેવી.
અવર નથી કંઇ એવું, સાધન કરિ મળવા જેવું.

**દુર્વાસા**—પથ્થર મારગમાંથી મળતા, હીરા હેમની ખાણું
કષ્ટ પડે જે સાધ્ય થતું, તેનું ઉપજે અધિક નાણું
તપ હીરા હેમ જાણું, પથ્થર સમ ભકિત પરમાણું.

**અંબરીષ**—સર્વ વ્યાપક શ્રી હરિ છે, જગત રૂપ ધરી કાયા
મહેનત શું તેને મળવામાં, જો પ્રેમ શ્રદ્ધા ધરાયા
હરિ હૈયામાં વસતા, નથી પલ પણ દૂર ખસતા.

**દુર્વાસા**—પ્રથમ પગથિઉં પામર માટે, તપ આગળ એ તુચ્છ
પ્રગટ પારખું બતાવું ત્યારે દુર્વાસા મુખ મુચ્છ
તપ સત્તા જોજે તું મારી, વૃથા કરૂં ભકિત હું તારી.

[બધા સ્તબ્ધ થઇ જાય છે] [દુર્વાસા જાય છે]

**નારદ**—સત્ય છે તમે સિદ્ધાંત વાક્ય કહ્યું છે. ભકિત એટલે પ્રેમ પરમેશ્વરના પદને પહોંચવાને પ્રેમ લક્ષણા ભકિત સિવાય અન્ય કશું સાધન નથી.

શ્લોક

**भकत्यात्वनन्या शक्य, अहमेवं विघोर्जुन**
**ज्ञातुद्रष्टुंच तत्वेन प्रवेष्टुंच परंतप.**

ગીતામાં શ્રી કૃષ્ણચંદ્રના મુખનું વચન છે કે પરમાત્માનું ખરૂં સ્વરૂપ કેવળ અનન્ય ભકિતવડે જાણી શકાય છે; જોઇ શકાય છે ને પ્રત્યક્ષ કરી શકાય છે. એ સિવાય તપ, યજ્ઞ કે બીજા કોઇપણ સાધનોથી તેમ થઈ શકતું નથી.

**એક સત્સંગી**—પણ ભાઇ? દુર્વાસા કોપાયમાન થયા તે બહુ ખોટું થયું. તે પોતાની લીધી વાત મુકતા નથી. શકુન્તલાને પતિ વિયોગ કરાવી દુઃખ દેનાર એજ મુનિ હતા.

**બીજો સત્સંગી**—એતો બધે ઠેકાણે પરમેશ્વરનાં ભકતોનેજ નડતા આવ્યા છે.

અંબરીષ—નિર્ભય રહો. આપણી ચિન્તા અને ભય હરનાર
શ્રીકૃષ્ણ પરમાત્મા સમર્થ છે.

જેને હૃદય રમે રામ, ભય તેને ન ભાસે,
સુર્ય પ્રકાશિત થતાં, અંધકાર નાસે. જેને.
અમૃત રસ પ્યાલો પીતાં, જરા મરણુથી તે ન બ્હીતાં,
સંકટ શિયાળના થઇ ચિત્તા, વિચરે ભવ પ્રવાસે. જેને.
શ્રેય સદા શ્રી હરિ કરે, ભક્ત ચિંતા શીદને ધરે;
શરણુ થઇ નીડર ફરે, હિંમતથી હુલાસે. જેને.

પહેલો અંક સંપૂર્ણ.



# અંક ૨ જો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ—રાજ મહેલ.

**પાત્ર**—મલંગ, [પંડિતાના વેશમાં] નાભાગ, સ્ત્રી સમાજ, કમળા માલતી, પૂર્ણાનંદ.

ગાયન.

રૂડો મળ્યો સ્ત્રીઓનો સમાજ (૨)
મલંગભાના રાણી સુકેશીબા.
શોભે કેવાં આજ રૂડો.
સ્ત્રી પદ નીચું, ઉંચું કરીશું.
પુરૂષ પ્રમાણે હક ધરાશું;
કામ ન ઘરના કરીશું, અબળા ગણાશું પ્રબળા. રૂડો.

**સુકેશી**—પાર્વતી પતિ, સીતા પતિ, સીતારામ લક્ષ્મી પતિ, રાધા કૃષ્ણ ઇત્યાદિ નામોથી સમજાય છે કે પ્રથમ સ્ત્રી ને પછી પુરૂષ આ ઉપરથી તમોને સમજાયું હશે કે સાક્ષાત ઇશ્વરના અવતાર રૂપ રામ અને કૃષ્ણ પણ સીતારામ અને રાધાકૃષ્ણ એવાં સ્ત્રીનાં નામથી ઓળખાઇ મોટાઇને પામ્યાં છે.

**કસ્તુરી**—એટલુંજ નહીં પણ એવું સ્ત્રી સહીત નામ લેનાર ભક્ત ઉપર તે તે દેવો વધારે પ્રસન્ન થાય છે.

**મલંગ**—ખરી વાત છે. શાસ્ત્ર પ્રમાણે છે કેઃ

[પંડીતા] प्रकृति आधिन पुरुषः પુરૂષ માત્ર પ્રકૃતિને આધીન છે.

**સુકેશી**—તો એવો શ્રેષ્ટ દરજ્જો આપણે આપણાપણું નહીં સમજવાથી આજ ખોઇ બેઠાં છીયે. તે પાછું પ્રાપ્ત કરાવવાને પ્રયત્ન કરનાર સ્ત્રી જાતીના હિમાયતી મારા પતિ જો ભવિષ્યમાં મહારાજા થાય તો સ્ત્રી જાતીની કેટલી ઉન્નતિ કરે અને કેવા સત્ય ન્યાયથી રાજ ચલવે તે સહજ સમજી શકાય તેમ છે. આ બાબતમાં આપણે શું કરવું તથા આપણે કેવાં શક્તિવાન

છીયે તે વિષે આ હસ્તિનાપુરથી આવેલાં રાજવંશી પૂજ્ય પંડીતાબાઇ વિદ્વતાવાળું વિવેચન કરી આપણને કૃતાર્થ કરશે.

ચંપા--અરે હું તો વિવેચન પહેલાંજ સમજી ગઇ કે આપણે આ સંસારમાં જે કરવા ધારીએ તે કરવા શકિતવાન છીયે.

પંડિતા--શકિતવાન શું! આપણે પોતેજ શકિતનું સ્વરૂપ છીએ.

[મલંગ] પરમેશ્વર પણ શકિત વિના ઉત્પતિ સ્થિતિને લય કરી શકતા નથી તો આ બીચારા માણસ જાત પુરૂષો આપણા વિના આ સંસારમાં એક તણખલું પણ તોડી શકે તેમ નથી.

કુમળા—(માલતી સહુ આવીને) માલતી! જે કામ નિમિ-તે આપણે આવ્યા છીયે તે પડતું મુકી વચમાં અહીં બેસવું મને ઠીક લાગતું નથી.

માલતી—શેનું ઠીક લાગે વરનું મુખ જોવાને અધીરી થઇછું તે! પણ બ્હેન ચિંતા કરીશમાં અંબરીષ કુમાર દેશ મુકીને ચાલ્યા નહિં જાય. આ સ્ત્રી સમાજનું કૌતુક જોયા પછી પુરૂષ વેશે ત્યાં જઇશું.

કુમળા—ચાલ ત્યારે અજાણ્યા થઇ બેસીએ આમાં પણ ભગવાનનો શુભ સંકેત હશે. (બેસે છે) (છોકરા રૂવે છે).

પૂર્ણાનંદ—(છુપાઇને) જોઉં તો ખરો કે આ ઘરના વહીવટદારો શું રાજ વહીવટ ડોળે છે? મલંગભાએ પોતાના વખાણ કરાવવા આ ગોઠવણ કરી લાગે છે.

સુકેશી—પંડીતાબાઇના અમુલ્ય ભાષણથી તમો સૌને સમજાયું હશે કે આપણે સાક્ષાત શક્તિનું સ્વરૂપ છીયે. આપણે જે કરવા ધારીએ તે કરી શકીએ.

ગુલાબ—અરે! સંસારમાં આપણેજ બધું કરીએ છીએ. અને પુરૂષો, તો બિચારા આપણે રાંધીયે તો ખાય ને પાણી દઇએ તો પીએ.

કુમળા—માલતી! સાંભળજે આ બધી સતીઓના ઉદ્દગાર.

માલતી—બેન, તું કાંઈ બોલીશમાં.

શેઠાણી—આપણે રાંધીએ અથવા પતિની સેવા કરીએ કે ઘરનાં બીજાં કામકાજ કરીએ તે આપણો ગૃહીણીનો ધર્મ છે. તેમાં કોઇ ઉપર આભાર કરતાં નથી. પણ આપણે આપણા કલ્યાણને માટે કરીએ છીએ.

પંડીતા—શેઠાણીનું કહેવું એક પક્ષે સાચું છે આપણે આપણા (મલંગ) કલ્યાણને માટે પુરૂષોની સેવા કરીએ તો પુરૂષોએ પણ પોતાના કલ્યાણને માટે આપણી સેવા કરવી જોઇએ.

પૂર્ણાનંદ—અરરર! નખોદ કાઢયું. આતો નેવાંના પાણી મોલે ચઢાવ્યાં. આ પંડિતા તો વીચીત્ર તરેહનાં લાગે છે. અરે આ પંડિતા તો પોતે અપંડિતા ભાઇશ્રી લાગે છે. ચાલ મહારાજને તેડી લાવી તેની પંડિતાઇનું પોગળ બતાવી દઉં. (જાય છે)

શેઠાણી—પતી એ આપણો ઈશ્વર છે. પતિ આપણો સેવ્ય છે. આપણે તેના સેવક છીએ. પતિમાં હંમેશ ઇશ્વરની ભાવના રાખવાથી આપણામાં સ્વાભાવિક સદ્દગુણો આવે છે અને સદ્દગુણથીજ આ લોક અને પરલોક આપણો સુધરે છે આપણે રાજકાજના કામમાં ને કોઈ પુરૂષના ગુણદોષ વિષે મત આપવાને લાયક નથી. સ્ત્રી જાતીના ધર્મ વિષે આપણા શાસ્ત્રમાં લખ્યું છે કે આપણે બધી સ્થિતિમાં પરતંત્ર છીયે. બાળપણમાં માત પિતાને આધીન, સૌભાગ્ય અવસ્થામાં પતિને આધીન અને વિધવાપણામાં પુત્ર અથવા વડીલોને આધીન.

પંડીતા—એવી રીતે સ્ત્રી જાતીનું આખું જીવન પરતંત્ર લખનારા (મલંગ) પુરૂષો હતા જો સ્ત્રી હોત તો પુરૂષને માટેજ તેમ લખત. કારણકે આ સંસારમાં નજર કરતાં પુરૂષોજ પરતંત્ર છે. ગર્ભાવસ્થાથી તે ઠેઠ ચીતામાં બળી ધરતી માતાને સ્વાશ્રિન થાય ત્યાં સુધી સ્ત્રી જાતીનેજ આધીન છે. સ્ત્રી જાતિનાં આશ્રય

વિના કોઇ પણ અવસ્થા પુરૂષ જાતીની નથી. એવી ઉત્તમ સ્ત્રી જાત પ્રજા વર્ગમાં ન ગણાય અને પોતાના રાજા વિષે અભિપ્રાય ન આપી શકે એ કેવું ગેરવ્યાજબી ગણાય?

ગુલાબ—આપણા મતને પુરૂષો ન મળે તો ટાઢા ચુલા કરી ઘરોઘર હડતાલ પાડવી.

કસ્તુરી—છેટી રેને વાલામૂઇ! છોકરાને ધકકો શું મારે છે.

અહુ—રાંડ ગોલી વિચારીને બોલ. મરે તારાં વાલાં હોય તે!

કસ્તુરી—(બાઝીને) રાંડ ગરીબ ગોલી ફાટછ?

સુકેશી—લડો નહિં. છોકરાને રોતો બંધ કરો.

કસ્તુરી—બાઇ હું તો કાંઇ બોલતી નથી પણ આ રાંડ વાંઝણી ગાળું દીધા કરે છે.

સુકેશી—હજુ વાત કરતાં કરતાં પણ ગાળો ભાંડેછે છતાં કહે છે કે હું કાંઈ બોલતી નથી.

શેઠાણી—એ તો સ્ત્રી જાતીની લાયકી બતાવે છે.

સુકેશી—તમારૂં ટકોરમાં બોલવું હું સમજું છું. પણ આમ ગાળાગાળી કરવી એ કુળવાન ને ભણેલી સ્ત્રીનું લક્ષણ નથી. પંડિતા આગળ ચલાનો.

પંડીતા—હવે છેવટ એજ કહેવાનું કે આપણા બન્ને રાજકુમારો-(મલંગ) માંથી આપણે કોને ભવિષ્યના મહારાજા તરીકે પ્રસંદ કરીશું?

કુમળા—એ વાત સ્ત્રીના અધિકારથી ઉલટી છે એ પુરૂષોનું કામ છે. પુરૂષમાંથી પ્રકૃતિ થઇ છે. માટે પુરૂષ પ્રાધાન્ય અને સ્ત્રી ગૌણ એ ઇશ્વરી નિયમ છે. ને સ્ત્રી પુરૂષના તન મનના બંધારણ ઉપરથી સિદ્ધ થાય છે-

પંડિતા—એક વાર કહેવાઇ ગયું છે કે અહીં ધર્મની બાબત (મલંગ) બોલવાની નથી. અહીં તો માત્ર બે કુમારોમાંથી કોણ રાજા થાય તો તમે રાજી છો એટલુંજ જણાવવાનું છે. તો એ એના ગુણદોષ આપણે જોવાના છે તમે સૌ જાણો છો કે

મલંગભા રાજ નીતિજ્ઞ શૂરવીર, ચંચળ અને બુદ્ધિશાળી હોવા ઉપરાંત સ્ત્રી જાતીના પ્રજાપ્રિય પુરૂષ છે. બીજી બાજુ **અંબરીષ** ભાને જોઇએ તો તે વિરક્ત, સ્ત્રી જાતિનાં નિંદક અને સાધુ પુરૂષ છે. કે જે ગુણો રાજા થવામાં બીલકુલ છાજતા નથી.

**ગુલાબ**—વળી એવા રાજા, પ્રજામાં કેટલી અનીતિ ફેલાવે તે પણ આપણે જોવાનું છે.

**કુમળા**—(સુકેશીને) કદાચ **અંબરીષ** ગૃહસ્થાશ્રમી થાય તો તમારા પતિ કરતાં ગુણમાં વધે કે ઘટે?

**સુકેશી**—તોપણ રાજા તરીકેનાં ગુણ તેનામાં બીલકુલ નથી.

**ગુલાબ**—રાજામાં જે રૂપને લાવણ્યતા જોઇએ તે મલંગભામાં આબેહુબ છે.

**માલતી**—બેન, કાંઇ બોલીશમાં આ સમય નથી.

**કુમળા**—(ઉશ્કેરાઇ) શામાટે ન બોલું. (સુકેશીને) આપનું બોલવું કેવળ એક તરફી ને સ્વાર્થી છે. હું હિમ્મતથી કહું છું કે આખી સૃષ્ટિમાં **અંબરીષ** રાય જેવો સર્વ ગુણ સંપન્ન બીજો કોઈ પુરૂષ નથી. એ રૂપનો અંબાર છે, ને ગુણનો ભંડાર છે. તે આ નાનું રાજ તો શું! પણ ઈંદ્રનું ઇંદ્રાસન પણ ચલાવવાને યોગ્ય છે. જેમ સૂર્ય પાસે પતંગિયો ચંદ્ર પાસે ચાંદરણું, તેમ **અંબરીષ** રાય આગળ તમારા પતિ મલંગભા છે.

**શેઠાણી**
**મહુબાઇ** }—તાલીઓ પાડે છે.

**મલંગ**—(ઝરોખામાં બુરખો પહેરી ઉભાં છે) એ સ્ત્રી કોણ છે? [ પંડિતા ] તેને કેદ કરો.

**માલતી**—અહીં છુટેપણે સૌને બોલવાનો હક છે. તેને કેદ કરવાનો તમોને શો હક છે?

**ગુલાબ**—મેર રાંડ, વાલામુઇ પંડીતા સામું બોલે છે સાંજ મોર પીંખડાં પાડી નાંખશે.

**શેઠાણી**—એ વ્યાજબી બોલે છે. તેને અટકાવવાનું શું કારણ છે?

ધ્યાય સંપૂર્ણ થયો अध्याय समाप्त

in the Section on Thera-
treatise compiled by
revised by Caraka, the
h chapter entitled 'The
of Spastic Paraplegia' not
e, the same as restored
is completed.

---

ાય अध्याय अट्ठाईसवाँ

pter XXVIII

थचिकित्सितं व्याख्याख्यामः ॥१॥
ाह भगवानात्रेयः ॥२॥

ે અહીંથી अब आगे, वातव्याधि-
વ્યાધિચિકિત્સિત' નામના અધ્યા-
' नामके अध्यायका, व्याख्या-
કરશું व्याख्यान करेंगे ॥१॥

ાવાન भगवान, आत्रेयः આત્રેય
આ વિષયમાં નીચે પ્રમાણે ...इस
से ही, आह स्म કહેલું છે कहा है ॥२॥

all now expound the
d "The Therapeutics of
".

declared the worshipful

... शरीरिणाम् ।
... प्रभुर्वायुश्च कीर्तितः ॥३॥

—वातशरीरिणाम् (ध.)

वायुः आयुः વાયુ આયુષ્ય છે वायु आयुष्य है, वायुः बलम् વાયુ બલ છે वायु बल है, वायुः વાયુ वायु, शरीरिणाम् શરીરીઓનો प्राणियोंका, धाता ધાતા છે धाता है, वायुः વાયુ वायु, इदम् આ यह, सर्वम् विश्वम् સર્વ વિશ્વ છે सब विश्व है, वायुः च અને વાયુને और वायु, प्रभुः પ્રભુ प्रभु, कीर्तितः કહેવામાં આવ્યો છે कहा गया है ॥३॥

3. Vayu is life and vitality; Vayu is the supporter of all embodied beings; Vayu is verily the whole universe; and Vayu is the Lord of all. Thus is Vayu extolled.

अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ स्थितः ।
वायुः स्यात्सोऽधिकं जीवेद्वीतरोगः समाः शतम् ४

यस्य वायुः જેનો વાયુ जिसका वायु, अव्याहत-गतिः અવ્યાહત ગતિવાળો હોય अव्याहतगतिवाला हो, स्थानस्थः પોતાના સ્થાનમાં સ્થિત હોય अपने स्थानमें स्थित हो, प्रकृतौ અને પ્રકૃતિમાં और साम्यावस्थामें, स्थितः રહ્યો स्थित, स्यात् હોય हो, सः તે वह, अधिकम् લાંબા વખત लम्बे समय तक, वीतरोगः નીરોગી રહી नीरोगी होकर, शतम् समाः સો વર્ષ सौ वर्षतक, जीवेत् જીવે છે जीता है ॥४॥

4. The man, in whose body the vata is unimpeded in its course and lies in its normal habitat and is in its normal condition, lives longer than even a hundred years fully free from disease.

वायोः पञ्च भेदाः तेषां स्थानानि कर्म च—

प्राणोदानसमानाख्यव्यानापानैः स पञ्चधा ।
देहं तन्त्रयते सम्यक् स्थानेष्वव्याहतश्चरन् ॥५॥

सः તે વાયુ वायु, प्राण-उदान- પ્રાણ, ઉદાન प्राण, उदान, समानाख्य- સમાન समान, व्यान- વ્યાન व्यान, अपानैः અને અપાન और अपान, पञ्चधा की પાંચ ભેદોથી इन पांच भेदसे, स्थानेषु પોતાના સ્થાનોમાં

મલંગભા રાજ નીતિમાં શૂરવીર, ચંચળ અને બુદ્ધિશાળી હોવા ઉપરાંત સ્ત્રી જાતીના પ્રજાપ્રિય પુરૂષ છે. બીજી બાજુ અંબરીષ ભાને જોઇએ તો તે વિરક્ત, સ્ત્રી જાતિનાં નિંદક અને સાધુ પુરૂષ છે. કે જે ગુણો રાજા થવામાં બીલકુલ છાજતા નથી.

ગુલાબ—વળી એવા રાજા, પ્રજામાં કેટલી અનીતિ ફેલાવે તે પણ આપણે જોવાનું છે.

કમળા—(સુકેશીને) કદાચ અંબરીષ ગૃહસ્થાશ્રમી થાય તો તમારા પતિ કરતાં ગુણમાં વધે કે ઘટે?

સુકેશી—તોપણ રાજા તરીકેનાં ગુણ તેનામાં બીલકુલ નથી.

ગુલાબ—રાજામાં જે રૂપને લાવણ્યતા જોઇએ તે મલંગભામાં આબેહુબ છે.

માલતી—બેન, કાંઇ બોલીશમાં આ સમય નથી.

કમળા—(ઉશ્કેરાઇ) શામાટે ન બોલું. (સુકેશીને) આપનું બોલવું કેવળ એક તરફી ને સ્વાર્થી છે. હું હિમ્મતથી કહું છું કે આખી સૃષ્ટિમાં અંબરીષ રાય જેવો સર્વ ગુણ સંપન્ન બીજો કોઈ પુરૂષ નથી. એ રૂપનો અંબાર છે, ને ગુણનો ભંડાર છે. તે આ નાનું રાજ તો શું! પણ ઇંદ્રનું ઇંદ્રાસન પણ ચલાવવાને યોગ્ય છે. જેમ સૂર્ય પાસે પતંગિયો ચંદ્ર પાસે ચાંદરણું, તેમ અંબરીષ રાય આગળ તમારા પતિ મલંગભા છે.

શેઠાણી
મદુબાઇ } —તાલીઓ પાડે છે.

મલંગ—(ક્હોડામાં બુરખો પહેરી ઉભાં છે) એ સ્ત્રી કોણ છે? [ પંડિતા ] તેને કેદ કરો.

માલતી—અહીં છુટેપણે સૌને બોલવાનો હક છે. તેને કેદ કરવાનો તમોને શો હક છે?

ગુલાબ—મેર રાંડ, વાલાસુઇ પંડીતા સામું બોલે છે સાંજ મેર ચીંખડાં પાડી નાંખશે.

શેઠાણી—એ વ્યાજબી બોલે છે. તેને અટકાવવાનું શું કારણ છે?

**કસ્તુરી**—શેઠાણી તમે વચમાં બોલોમાં નહીંતર સાંભળશો.

**મદુ**—(ગુલાબને બાઝીને) સાંભળશે શું રાંડ નાયકા, ફાટે ડાચે જેમ આવે તેમ બોલે છે તે લાજતી નથી?

(લડે છે)

**મલંગ**—લડો નહીં. બેસી જાઓ સૌ બેસી જાઓ, બેસી જાઓ [ પંડિતા ] (છોકરા રૂએ છે. ખોળામાં પડી જાય છે)

**કુમળા** }
**માલતી** } —(ચાલ્યા જાય છે)

**શેઠાણી**—અહીં આબરૂદારનું કામ નથી. હું તો પહેલેથીજ જાણુતી હતી કે પાંચ બાયડીયું ભેળી થાય તો કોઇનું ઘર ભાંગીને ઉઠે.

**મદુ**—(રાડો પાડતી) દોડો, દોડો. રાંડું બ્રાહ્મણુની દીકરીને મારી નાખે છે (ગુલાબ, કસ્તુરી, ચંપા મળી મારે છે).

**નાભાગ**—(પુર્ણુાનંદ તથા હજુરી સહ આવીને) શું છે? શું છે? આ દરબારમાં શું તોફાન છે? (સૌ બેસી જાય છે).

**કસ્તુરી**—આજે ગોકુળ અષ્ટમી હોવાથી સુકેશીબાએ સ્ત્રી સમાજ બોલાવ્યો હતો.

**નાભાગ**—શામાટે કાંઈ કથા કીર્તન હતું?

**કસ્તુરી**—જી ના ભવિષ્યના રાજા માટે પ્રજા મત જાણુવા.

**નાભાગ**—ઠીક સમજ્યો. (ઉંચું જોઇને) પહેલી બાઇ કોણુ છે? સ્ત્રી સમાજમાં બુરખો પહેરી કેમ બેઠાં છે?

**કસ્તુરી**—એને હું જાણુતી નથી.

**પૂર્ણુાનંદ**—(કાનમાં વાત કરે છે)

**નાભાગ**—એના લક્ષણુ બરાબર વૈરી જેવા નથી લાગતા. જા, ભૂપત, એ બાઇને અહીં પકડી લાવ. (ભુપત તથા પુર્ણુાનંદ મલંગ ને પરાણે લાવે છે) (બુરખો ખેંચી જોઇ) કોણુ પાટવી?

(બધા આશ્ચર્ય યુક્ત સ્તબ્ધ)

(ટેબલો)

વર્તવાનું નથી. ભક્તિ ઘડપણમાં કરવાની છે. બાળપણમાં નહિં જો, આ ઉમરાવતીવાળા સગપણને માટે આવ્યા છે. એને શું જવાબ આપવો છે? કે સાધુની સાથે સાધુ થાવું છે?

**અંબરીષ**—પિતાજી આપને હું એ વિષે અનેકવાર જણાવી ચૂક્યો છું અને આજ વળી દૃઢ નિશ્ચય કર્યો છે કે મારે હાલ લગ્ન કરવું નથી.

**નાભાગ**—કારણ?

**પૂર્ણાનંદ**—(સ્વગત) કારણ કાંઇક વિરક્તપણું ને કાંઇક સ્વપ્નાની સુંદરી (કમળા, કેશરી સિંહને વેશે પ્રધાન સાથે આવે છે. અને મલંગ તેની પાછળ આવે છે.)

**પ્રધાન**—કાં મહારાજ હવે અમને શું જવાબ આપો છો? આ અમારા રાજકુમાર બહુ ઉતાવળા થાય છે.

**નાભાગ**—પધારો. એજ વાત કરૂં છું. પણ ભક્ત માનતો નથી.

**કમળા / કેશરીસિંહ**—(સ્વગત) અહાહા! ભકતરાજનું વિશાળ ભાલ ભકિતના તેજથી કેવું ચળકે છે? એને મારાથી કેમ કહેવાય કે વિષ્નુ ભગવાનની આજ્ઞાથી હું તમોને મનના સંકલ્પથી વરી ચૂકી છું. અને સ્વપ્નાવસ્થામાં પરણી પણ ચૂકી છું.

**નાભાગ**—(ભકતને) શું જવાબ આપે છે?

**અંબરીષ**—(પ્રકાશ) પિતાજી, વિરકત દશામાં જેવું હરિ ભજન થાય છે તેવું સંસારી થયા પછી થતું નથી.

**કમળા / કેશરીસિંહ**—ભકતરાજ એ માનવું ભુલ ભરેલું છે.ભગવાન વષિષ્ટ, યાજ્ઞવલ્કય, જનક, ધ્રુવ, પ્રલ્હાદ, ઇત્યાદિ સંસારી થયા પછી પણ ઇશ્વરનું અનન્ય ભાવે સ્મરણ કરી પરમ પદને પામ્યા છે માટે સ્ત્રી શરીરનો તિરસ્કાર કરવો, એજ પ્રથમ રાગ દ્વેષના અધિકારી થવા જેવું છે.

**અંબરીષ**—(સ્વગત) આ કેશરીસિંહ, જેમ સ્વરૂપમાં ઉત્તમ છે તેમ બોલવામાં પણ બહાદુર જણાય છે. (પ્રકાશ) સ્ત્રી શરીરનો હું તિરસ્કાર કરતો નથી. પણ મારૂં કહેવું એમ છે કે સ્ત્રી શરીરમાં ચંદ્રમાં યાને જલતત્વ વિશેષ હોવાથી ચંચળતા અને વિષય વાસના વધુ રહે છે. જે આત્મજ્ઞાનની વિરોધી છે.

**કમળા કેશરીસિંહ**—તેમ છતાં સ્ત્રીયો જેટલે દરજ્જે મનને મારી શકે છે, વાસનાને દબાવી શકે છે અને વિકટ પ્રસંગે પોતાના પ્રાણ આપીને પણ શિયળ સાચવી શકે છે, તેવું કે તેથી સોમે ભાગે પણ પુરૂષો કરી શકતા નથી. એવા હજારો દાખલા શાસ્ત્ર, પુરાણ અને ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. સીતા, સાવિત્રિ દ્રૌપદી, મદાલસા, દમયંતી, ગાર્ગિ ઇત્યાદિ અનેક સ્ત્રીઓ સંપુર્ણ જ્ઞાનને પ્રાપ્ત થએલી છે. વધુ વિવેચનની આપ જેવા સુજ્ઞ પાસે જરૂર નથી. પણ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રભગવાન જેવા મ્હોટા દેવોને પણ અનસુયા જેવી એક મહા સતીએ પોતાના પતિવૃતાના પ્રભાવે પુરૂષમાંથી બાળક બનાવી રમાડ્યા હતા એ પણ એક સ્ત્રીજ હતી.

**નાભાગ**—સાચી વાત છે. **અંબરીષ** હવે હઠ મુકી દે. વળી પિતૃઋણથી મુક્ત થવાને અવશ્ય ગૃહસ્થાશ્રમી થવું જોઇએ.

**કમળા કેશરીસિંહ**—તેમ છતાં આપ ના પાડશો તો મારી બેન કમળા પ્રાણત્યાગ કરશે. કારણ કે એમણે આપને વરવાની પ્રતિજ્ઞા લીધી છે.

**મલંગ**—(કમળાના કાનમાં) એ ના પાડતો હોય તો એક સ્ત્રી રત્નનો પ્રાણ બચાવવાને ખાતર હું એક ઉપર બીજી કરવાને તૈયાર છું.

**કમળા કેશરીસિંહ**—એક ઉપર બીજી કરનાર નફ્ફટ નરને અમારી

કમળા ધિક્કારે છે.

**મલંગ**—આથી હું મારૂં અપમાન થયું સમજું છું.

**કમળા**
**કેશરીસિંહ** }—પોતાનું માન અપમાન પોતાના હાથમાં છે.

**નાભાગ**—કેમ, મલંગભા શું વાત કરોછો?

**મલંગ**—કાંઇ નહિ. સ્હેજ, એતો મારી સલાહ પુછેછે.

**રાણી**—હવે ડોળાડોળ શું માંડી છે. તમે બેઠાં ઈ સગપણમાં શું સમજો? હા પાડવી હોય તો હા પાડો ને ના પાડવી હોય તો ના પાડો.

**નારદ**—(આવીને) **અંબરીષ** માતપિતાની આજ્ઞા માન્ય રાખવીજ જોઇએ. રાજા તમે પ્રસન્નતાથી શ્રીફળ સ્વીકારો.

**નાભાગ**—પધારો, પધારો, વખતસર આવી પહોંચ્યા. (કમળાના પ્રધાનને) લાવો નાળીએર લાવો. હું તમારી કમળા કુંવરીનું સગપણ મારા **અંબરીષ**ની સાથે કબુલ કરૂં છું (નાળીએર લેછે ને સૌ અંદર જાય છે.)

**કમળા**
**કેશરીસિંહ** }—(**અંબરીષ**ને) ક્ષમા કરજો. કાંઈ વધુઘટુ બોલાયું હોય તો.

**અંબરીષ**—એ શબ્દો તો મારે બોલવા જોઇએ. તમારૂં જ્ઞાન ઘણું ઉત્તમ છે.

**કમળા**
**કેશરીસિંહ** }—તમે ને અમે ક્યાં જુદા છીએ. હવે તો તમારૂં તે અમારૂં અને અમારૂં તે તમારૂં. કેમકે,

ગાયન.

પ્રીતિ બાંધી અમે હરિ જનથી.
હરિ જનથી રે, આદિનથી રે, શુદ્ધ મનથી રે. પ્રીતિ.
જેની આજ લગી જપતા માળા,
મળ્યા ચતુર ચિંત્વનથીરે. પ્રીતિ.

**અંબરીષ**—વિવેક ધરે નહિં, વ્હાલામાં,
શોભિએં આપ સજ્જનથીરે. પ્રીતિ.
નેન ચેન તમ પ્રેમીજ પુરાં,
ઝરે કિરણ શા વદનથી. પ્રીતિ.

કમળા
કેશરીસિંહ }—કુમુદ દિનકરથી કરમાતું
ખીલે ચંદ્ર જીવનથીરે, પ્રીતિ બાંધી અમે હરિજનથી.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—ઘંટાકરણનું ઘર.

**પાત્રા**—ઘંટાકરણ અને તેની સ્ત્રી મફ્તીયો લેણદારો અને શારદ.

**ઘંટાકરણ**—કાં, મફ્તીયા, સવા લાખનો મેળ થયો કે ?

**મફ્તીયો**—હા બાપા. ચોખા સવા લાખ આ ભોંયરામાં ભર્યા છે.

**ઘંટાકરણ**—મફ્તીયા દીલમાં ઉમેદ એવી છે કે આખી દુનીયાની ધન દોલત ભેળી થઇ આપણા ઘરમાં ઘુસી જાય ત્યારે મારા જીવને નિરાંત થાય.

**મફ્તીયો**—પછી દુનીયા શું કરશે ?

**ઘંટાકરણ**—એ ભલે ભીખ માગે. હું ને મારો મફ્તીયો મોજ માણીએ એટલે બસ. પણ ચોપડામાં ખોટ કેટલી બતાવી છે.

**મફ્તીયો**—ભોંયરામાં જેટલી દોટ ! તેટલી ખાતામાં ખોટ.

**ઘંટાકરણ**—અરે શાહબાશરે બેટા બડકમ્દાર ? ત્યારે તો આજ પાઘડી ફેરવી બાંધીએ.

**ભૈયો**—(આવીને) શેઠ કોઇ ઓરત રૂપીયા લેનેકુ આઇ હે.

**ઘંટાકરણ**—ઉસકુ બોલ દો કે શેઠ નહિં હે ?

**ભૈયો**—તુમ તો હો.

**ઘંટાકરણ**—હમ બોલતે હેં કે હમ નહિં હે. જાઓ બોલદો.

**ભૈયો**—વાહ રામજી. ઐસા જુઠ કૈસે બોલે?

**ઘંટાકરણ**—જીભાન સે—.

**ભૈયો**—જો હમારે દીલમેં નહિં, સો જીભાનસેં કીસ તરહેસે નીકલે?

**ઘંટાકરણ**—ક્યોં નોકરો. માર મફતીયા? આને ધકકે માર. અહીં સાધુદાસનું કામ નહીં.

**મફતીયો**—જાઓ, સદાવૃત ઉઘરાવી ખાઓ.

**ભૈયો**—જુઠ બોલ કે પેટ ભરનાં ઇસે સદાવૃતસેં ભીખ માંગકે ખાના વો હજાર દરજજે અચ્છા હય. હમારે દિલમેં સત હોગા તો રામજી દેગા. તું જુઠા કંગલા કયા દેયગા. (જાય છે)

**મદુ**—(અંદરથી) ઈ. છે કયાં?

**મફતીયો**—ભોગમુવા રૂપીયા લેવા ઘરાક ચડી આવ્યાં

**ઘંટાકરણ**—(પાઘડી ઉંધી મુકીને) આ ફેરવી બાંધી! લે. જેણે છોડી લાજ તેને દુનીયાનું રાજ.

**મફતીયો**—પણ જવાબ શું દેશું?

**ઘંટાકરણ**—તું જોતો ખરો. હું જુક્તિ કરૂં છું તું મદદમાં રહેજે. ગમે તેટલું થાય પણ પાઇ એક કાઢવી નથી. (ખેસને વળ ચડાવી ડોકમાં નાંખી બેસી જાય છે).

**મદુ**—કાં શેઠ, મારા રૂપીઆ આપશો કે?

**પ્રેમચંદ**—કેમ, હવાલો પાછો કાઢયો?

**ઘંટાકરણ**—નીકળ મુવા પાપી જીવ નીકળ. નીકળ મુવા અપરાધી જીવ નીકળ.

**૧ બ્રાહ્મણ**<br>**૨ બાવો** } —લાવો રૂપીયા લાવો.

**મફતીયો**—અરે જરા માણસ થાઓ. કોઇ સારા માણસનું મોત કરાવશો.

**મદુ**—શું થયું છે. તારા બાપને

**મફતીયો**—ભોંઠપ લાગી છે.

**મઠુ**—કેમ કરતાં.

**મફતીયો**—નાદાર થતાં.

**પ્રેમો**—મારો: આતો પાકો ઠગ. ડોળ કરીને આખા ગામને રોવરાવ્યું.

**બ્રાહ્મણ**—શેઠ આમ આપઘાત કરશો તો સાતે ભવ કરવું પડશે.

**ઘંટાકરણ**—(આંખું મીંચી ખેંચતા) કરશું ભાઇ કરશું અમારી ગરજે કરશું. એક ભવમાં સાતવાર કરશું. નીકળ, મુવા પાપી જીવ નીકળ.

**પ્રેમચંદ**—પણ ખાડો કેટલો ?

**ઘંટાકરણ**—પાતાળ જેટલો આભ ફાટયો ત્યાં થીગડું કયાં દઉં નીકળ મુઆ પાપી જીવ નીકળ. નીકળ મુઆ અપરાધી જીવ નીકળ.

**મઠુ**—હાય, હાય, મારો રાંડીરાંડનો રોળો પીટીયે ડુબાવ્યો. રોયાનું સત્યાનાશ જજો. એનો દીકરીએ દીવો રહેશોમાં.

**મફતીયો**—આ ટાણે દાઝયા ઉપર ડામ દેવા આવી છો તે કોણે પાણો મુકયો—તો ? ઇ તો હોય વેપાર છે. થતાં આવ્યાં છે.

**મઠુ**—હાય નખોદીઆ હાય મફતીઆ વોય મફતીયા. (કુટે છે)

**ઘંટાકરણ**—હાય મફતીયા વોય મફતીયા. જાય મફતીયા ખાય મફતીયા થાય મફતીયા કુટે મફતીયા લુંટે મફતીયા (ખેંચીને) નીકળ મુઆ મફતીયા જીવ નીકળ.

**પ્રેમચંદ**—આપણાં કાળજાં કુતરાં ખાઇ ગયાં હતાં તે આવા શાહુકાર ચોરને ત્યાં થાપણ રાખી.

**બાવો**—અતીત, વેરાગીકું નહીં છોડા હે.

**પ્રેમો**—માબાપ, મનેય નથી મુકયો ?

**ઘંટાકરણ**—ભાઈઓ, તમે ભલા થઇને તમારે ઘેર જાઓ અને મને હવે નિરાંતે મરવા દિઓ નહીં તો તમને પાપ લાગશે. (ખેંચીને) નીકળ મુઆ પાપી જીવ નીકળ.

**મદુ**—પીટીયા ગામ આખાનું પચાવી બેઠો ત્યાં પાપ ન લાગ્યું ?

**ઘંટાકરણ**—હવે તમારે બોલવું હોય તેટલું બોલો હું તો મરી ગયો છું. (સૂઈ જાય છે)

**બાવો**—તબ બોલતા હય કોન !

**ઘંટાકરણ**—વોતો મેરા જીવ બોલતા હય.

**નારદ શારદ** }—[આવે છે] ગુરૂજી જોયું કે ? કેવો ઠગ છે. રૂપીયા દાટીને ઉપર મરવા બેઠો.

**નારદ**—આ ભગવાનના વિરોધીને વિરૂદ્ધ ભાવથીજ ઠેકાણે લાવવો તેં વેશ બદલો બરાબર કર્યો છે માટે ઘરમાં ઘુસીજા ને [કાનમાં] આ સર્વ હિત લક્ષણાનો મંત્ર જપજે એટલે ત્રીકાળનું જ્ઞાન થશે ને કોઇ કળી શકશે નહિં.

**શારદ**—આપની કૃપાથી ધર્મ ધીંગાણું કરવામાં મને વિઘ્ન નહિં આવે

**ઘંટાકરણ**—[સુતા] હં. હં. હં.

**મફતીયો**—એલા ભાગી છૂટો મરતાં મરતાં પણ મારો બાપો કોકને મારતા જશે.

**બ્રાહ્મણ**—એમ બીઓ છો શું ઉપાડી ચાલો બજારમાં એટલે ફજેતો કરીએ. [ સૌ ઉંચકે છે ]

**બાવો**—[ ઠેંસો મારી ] જરા હાથ રસ તો લીઓ.

**ઘંટાકરણ**—અલ્યા હું તો મરી ગયો છું મને અડશો તો અભડાશો. [લઇ જાય છે]

**મફતીયો**—[માથે ઓઢી] મારા બાપલીયા રે. મારા બાપરે, વાળ્યો ડાટરે. હૈયે નથી ઉચાટરે.

**શારદ** ઘંટાકરણ વેશે }—[હાંફતો] હાશ, માંડ છટકી આવ્યો હત તમારા જાતના અણાજીઆ.

**મફતીયો**—બાપા પહોંચ્યા કે ?

**અમથો**—[આવીને] બાપા તમે તો ભારે કરી હો.

**શેઠાણી**—એટલી વારમાં પતાવી આવ્યા ?

**શારદ**—[ઘંટાકરણ વેશે] પતાવ્યું તો નથી પણ હવે તેમ કર્યા વગર છુટકો નથી. રાજા કહે છે કે ઘરની જડતી લેશું ને રૂપિયા નીકળશે તો ફાંસીએ દેશું, ભારે મુંઝાણા.

**શેઠાણી**—હું તો પહેલેથીજ કહેતી આવી છું કે હરામના શીંકે નથી ચડવાં પણ તમે મમત મુકતા નથી. હજી સમજો તો કાંઇ મોડું થયું નથી. આપ્યા વિના આબરૂ નહિ રહે.

**શારદ**—મારો જીવ તો હાલતો નથી. તમે મા દીકરો મળી તે જેના હોય તેના આપી દીઓ મને કાંઇ પુછશોમાં, નહીંતર ચોખી ના પાડીશ મારા જીવતું ઠેકાણું નથી.

**અમથો**—હાં બાપા, આખું કોળું શાક નહીં થાય.

**શારદ**—ભલે ત્યારે મુકો દરવાજા ઉઘાડા.

**મફતીયો**—[બોલાવે છે] આવો ભાઈ. જેના હોય તે લઇ જાઓ નાહક ઘોકેરો કરોમાં. અમે તો શાહુકારના દીકરા થયા છીયે

[ભોંયરૂં ઉઘાડે છે]

**૧ વાણીયો**—કેમ શેઠ, શું ભાંજગડ હતી.?

**શારદ**—કાંઇ નહિં તમે જુઓછોનાં માણુસનાં મન આજકાલ અધીરાં થઈ ગયાં છે ન ખુટતું હોય તેને પરાણે ખુટાડે અહીં ક્યાં તુટો છે આવો કેટલા છે તમારા ?

**૧ વાણીયો**—બે હજાર.

**શારદ**—[ઘંટાકરણ વેશે] આપો બે હજારનો થેલો [સ્વગત] (ઘંટાકરણ આવે તો ભલે માથું પછાડે.)

[છોકરા આપે છે]

**૧ વાણીયો**—આતો નવાઇ જેવું. ઘંટાકરણનું કાંતો મોત આવ્યું. નહીં તો એટલી વારમાં શાહ બુદ્ધિ થાય નહિં.

**શારદ**—આવો ભાઇ આવો, લઈ જાઓ જેના હોય તે. [સ્વગત]

ધર્મે જય ને પાપે ક્ષય.

[બાવો. પ્રેમચંદ તથા બીજા ચાર જણ આવે છે તેને રૂપીયાની થેલીઓ આપે છે]

**શેઠાણી**—હવે હું રાજી થઇ. જુઓ, સાચી દાનત હશે તો ભગવાન આપી રહેશે.

**શારદ**—[ઘંટાકરણ વેશે] [માથું ધુણાવીને] વળી ઇ નામ કયાંથી લીધું. [સ્વગત] આપણો વેશ કળાવા ન દેવો

**શેઠાણી**—જુઓ આજ તમારી બુદ્ધિ સારી થઇ છે. તો એવો ખોટો હઠ છોડી દીઓ.

**શારદ**—[ઘંટાકરણ વેશે] હવે સાઠ વરસે મને ખડ ખવરાવમાં તારા કહેવાથી તો લોહીનાં ટીપાનાં રૂપીયા આપું છું. નહીતો મ રો જીવ તો કણીયે કણીયે કપાય છે. [સ્વગત] મનમાં તો ઘણાએ તાગડ ધીન્ના છે.

**શેઠાણી**—ભલે ત્યારે આગળ વાત, જીવ બાળોમાં.

**શારદ**—[ઘંટાકરણ વેશે] [જોઇને] અરે આતો પાછો આવ્યો. ચાલ થોડીવાર અદ્રશ્ય થઈ જાઉં. [પ્રકાશ] હું જરા બજારમાં જઇ આવું. આપણી શું વાત થાય છે. મફતીયા નાણું જોઇને આપજે હો? જો પાછળથી ભૂલ ખાતો નહિં.

**મફતીયો**—બાપા એમાં મને કહેવું પડે? રડો રૂપીયો ઓળવી દઉં ત્યારે ખરો,

**શારદ**—[ઘંટાકરણ વેશે] તો હાંઉં. [સ્વગત] ચાલો. આ પણ એક પરબારો ન્યાય પતાવ્યો અધુરૂં હશે તે પછી પુરૂં કરશું [છુપાય છે]

**મફતીયો**—અમથુડા, કેટલા હજાર ચૂકાવ્યા?

**અમથો**—પચીસ ત્રીસ હજારનો આડોવાડો થયોછે. સવા લાખમાંથી એક લાખ આપશું ત્યારે ઝાળ હોલવાશે.

**ઘંટાકરણ**—શેની ઝાળ હોલવાશે?

**અમથો**—ઘરાકની.

**ઘંટાકરણ**—ઘરાક શેનાં? આળ શેની? આ ભોંયરૂં શા માટે ઉઘાડયું છે?

**શેઠાણી**—વળી ફટકયું કે? હવે તો ના પાડશો તોપણ દેશું.

**ઘંટાકરણ**—[અજાયબ] હેં શું દેશો. રૂપીયા??? કોઇને દીધા?

**મફતીયો**—તમે કીધા એટલા દીધા.

**ઘંટાકરણ**—હેં આ શું બકે છે?

**શેઠાણી**—એના તો જીવતું ઠેકાણું નથી તમે તમારે દીધોને?

**ઘંટાકરણ**—એ રાંડ, મારૂં મોત તું કરાવીશ. કેટલા દીધા?

**મફતીયો**—પચીશ ત્રીશનો આડોવાડો.

**શેઠાણી**—બજારમાં જઇ આવ્યા પછી પાછું ફટકયું કે? તમારી સાડી સાતવાર હા, થઈ તે પછી છોકરાએ આપ્યા ને હવે વળી ઉલટા ધુરકાવો છો?

**ઘંટાકરણ**—મેં તો કીધુંય નથી ને કારવ્યુંય નથી. તમને કોઇએ છેતર્યા લાગે છે. હું તો હમણાં ચાલ્યો આવું છું. રાંડ એટલો તો વિચાર કર કે હું મરી જાઉં તોય કોઇને પાઇ પરખાવું?

**શારદ**—(સ્વગત) તારો બાપ કમાણો તો ખરો નાં?

**ઘંટાકરણ** (ભોંયરૂં જોઇને)—હાય, હાય, આતો ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ એવું થયું. ભોંયમાં ડાટ્યાય ન રહ્યા.

**શેઠાણી**—હું જાણું છું કે તમે આજ ગાંડા થઇ ગયા છો.

**ઘંટાકરણ**—રાંડ, ગાંડો તેં મને કર્યો. હાય, હાય, દીવાળું કરવું ને ઘરે સાજું ન રાખ્યું?

**શેઠાણી**—પુરેપુરા ચુકવ્યા ને દીવાળું શેનું? ઉલટી આબરૂ વધી.

**ઘંટાકરણ**—આતે શું બકે છે? એ રાંડ આબરૂના કંઈ પેટ ભરાય? મારી મહેનત તેં બધી ધુળધાણી કરી.

**મફતીયો**—તમે કીધું ને દીધાં.

**ઘંટાકરણ**—મેં તો કીધુંજ નથી.

**શેઠાણી**—તયેં કોણે આભલામાંથી ભગવાને આવી દીધું? (ઘંટાકરણ માથું ધુણાવે છે) જુઓ. એવે ટાણે આમ ઘુઘરા ઘમકાવતા હતા અને રૂપીયા દેતા હતા.

**ઘંટાકરણ**—હાય, હાય, આતો નક્કી જાદુ થયું. કોઇ ચોરનો ભાઈ ગંઠીછોડો છેતરી ગયો. ઇ. ગયો કયાં?

**શેઠાણી**—બજારમાં

**ઘંટાકરણ**—(એકદમ દોડતો) હમણાં પકડી પાડું છું. એમ શું કોઇનું ઘર લુંટાવી દેશે? (જાય છે)

**શેઠાણી**—છોકરા, નક્કી તારા બાપ ગાંડા થઈ ગયા. ઘડીકમાં કહે આપો ને ઘડીકમાં કહે છે કેમ આપ્યા?

**મફતીયો**—એતો એમનો સ્વભાવ છે. ઘરમાંથી રૂપીયા જાય એટલે સૌનો જીવ એવો થઇ જાય (મા દીકરો ભોંયરૂં જુવે છે) હજી અધલાખ પોણો લાખનો જીવ પડયો છે.

**શારદ**—(ઘંટાકરણ વેશે) (આવીને) હઠ તારૂં નખોદ જાય. બહુ રૂપી? (હાંફે છે)

**શેઠાણી**—(જોઇને) શું થયું વાત તો કરો?

**શારદ**—વાત શું કરે? કોક બહુ રૂપી મારો વેશ પહેરીને ગામમાં આવ્યો છે તે તમને છેતરી ગયો. જો જો, હવે છેતરાતા નહીં.

**શેઠાણી**—ઇ પીટયો શું બોલ્યો?

**શારદ**—ઇ કહે છે કે હું ઘંટાકરણ છું.

**શેઠાણી**—વોય. વોય, એમાં આટલા બધા ડરો છો શું? એમ શું સુરજ છાબડે ઢાંકયો રહેશે?

**શારદ**—(ઘંટાકરણ વેશે) વગર કીધે રીઓજ ના. તમે છેતરાઇ ગયા કે નહિં?

**શેઠાણી**—હું જાણું છું કે કોઈ લેણીઆતે ઉભો કર્યો હશે.

**શારદ**—(ઘંટાકરણ વેશે) તે વીના કાંઇ ઘર ખાલી કરાવી નાંખે? મારે બેટે ગામ આખામાં મારો વેશ લઇને વાઇકો ઉડાવી

દીધો કે રૂપીઆ ચુકવીએ છીએ. હવે આપણે ન ચુકવીએ તો લેણીઆત પરાણે લેશે. હાય, હાય, બાપલીઆ કેમ કરશું?

**શેઠાણી**—હાય, હાય, શું કરો છો? ક્યાં ઘરના આપવા છે.

**શારદ**—(ઘંટાકરણ વેશે) મને ઇ બહુ રૂપીની બહુ બીક લાગે છે.વળી પાછો અહીં આવશે તો શું કરીશું?

**મફતીયો**—હવે આવે તો જીવતોય જવા દઇએ?

**શારદ**—હા, હવે મારો દીકરો ખરો.

**અમથો**—અરે હવે આવે તો તો લાકડીયે લાકડીયે વાંસોજ ફાડી નાખું.

**શારદ**—(ઘંટાકરણ વેશે) હવે તો ઘર મુકીને હું કેમ જઇશ? પણ રૂપીયા ચુકાવ્યા વગર નહિં ચાલે. હવે તો હસતાંય પરોણો, ને રોતાંય પરોણો.

**મટુ**—ભાઇજી, તમારી ગામમાં વાહ વાહ થઇ રહી છે. પુરેપુરા ચુકાવ્યા છે. બહુ સારૂં કર્યું.

**શારદ**—(ઘંટાકરણ વેશે) શાહુકાર છીએ કે ચોર જેવા લીધા એવા દીધા એમાં શું નવાઇ કરી. આવો, લઇ જાઓ, તમારા કેટલા છે?

**મટુ**—પાંચ હજાર.

**શારદ**—(ઘંટાકરણ વેશે) આપ મફતીયા. (શેઠાણીને) જો આ તારા ભોળપણને લીધે આપવા પડે છે.

**શેઠાણી**—હવે તપોમાં મફતીયા, દે.

**મફતીયો**—બાપા આપું કે?

**શારદ**—હા ભાઇ હા, પુરેપુરા પાંચ હજાર દઇદે. હવે નહીં વઢું જા.

**મટુ**—(થેલી લઇ) શું કરવા વઢવું પડતું તું.

**શારદ**—હોય ઈ. તો. નવ નાડીઓ જીવ છે કાંઈ કસુર કરે તો વઢવુંય પડે. જાઓ ગોરાણી ઝટ ઘર ભેગાં થઇ જાઓ (સ્વગત) નહિંતર ઠાલા લુંટાઈ જશો.

**ઘંટાકરણ**—(આવીને) ક્યાંય પતો ન લાગ્યો.

(જોઇને) હરામ ખોર પાછો ઘૂસ્યો ?

**શારદ**—(ઘંટાકણ વેશે) મફતીયા દોડજે આવ્યો હરામખોર. ચોરટા તારે ઘંટાકરણ થઇ જવું છે, કાં? (શેઠાણી અને છોકરાં ખરા ઘંટાકરણને મારે છે)

**શેઠાણી**—જા પીટ્યા ભીખારી પારકા ઘરમાં તું ઘુસવા આવ્યો છું ?

**ઘંટાકરણ**—હાય, હાય, રાંડ તુંય ભુલી ગઇ ? હું ભીખારી ?

**મફતીયો**—હા, હા, હજારવાર ભીખારી. બહુરૂપી થઈને ઘરમાં ઘુસી જાવું છે કાં ?

**શારદ**—શાહુકાર માણસની બાયડીને રાંડ રાંડ કેછ? તે બાયડી શું તારા બાપની છે ?

**ઘંટાકરણ**—તયેં તારા બાપની છે ?

**શારદ**—હા, હા, મારા બાપની છે. લુચા આવા ઠગાઇના ધંધા કરે છે તે માર્યો જઇશ.

**ઘંટાકરણ**—હાય, હાય, આતો જાદુ થયું કે શું ? ઘંટાકરણ તે હું હઇશ કે આ હશે ? નાના છું તો હુંજ ત્યારે આ કોણ ?

**શારદ**—(ઘંટાકરણ વેશે) ઇ તારો બાપ. મફતીયા મારો ધકકે.

**મફતીયો**—હું થઇ જાય બાપા (મારે છે)

**ઘંટાકરણ**—બાપો તો હું કે, ઇ, લાડ લડાવ્યાં એ ભૂલી ગયો ?

**છોકરાં**—લે લાડ લડાવીએ. (સૌ મળી પછાડે છે. બાઝાબાઝી થાય છે. ઘંટાકરણ ઉભો થઇ)

ગાયન.

**શારદ**—જાદુથી ભુલાવે છે આ ભાન, નટખટ બહુ રૂપી છે સેતાન.
**શેઠાણી**—લુંટારો છે કે ઠગારો કોઇ, મોત વિણ મરવા આવ્યો નાદાન.
**ઘંટાકરણ**—ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો
જોઇ એનું રૂપ મારો જીવડો જાતો.
અલીએ હું આનો બાપ છું શુદ્ધ બાપ. તારો વર હું ઠીક કહું છું કે આનું અદીઠ કર

**શેઠાણી**—જાને રોયા ઘરબારો જા, વહુ તારી મા, ખડ મુખે ખા,

લાજી મર.

**ઘંટાકરણ**—આપણે ઈજ્જતથી રહીએ, બાપુડી આવું ના કહીએ.

**શારદ**—દૂર હઠ પાજી, છોડ પતરાજી.

**ઘંટાકરણ**—ઠીક. ઠીક. ઠીક.

**શેઠાણી**—વાહરે મારા ઘુઘરાળા, લટકાળા, ચટકાળા વહાલા વાલમજી

**મફ્તીયો**—ડોકું ઝાલજે અમથુડા આનું જઈ ગરદન મારીયે મ્હોમાં
ડુચો દઈ.

**ઘંટાકરણ**—ફ્ટ ફ્ટ છોકરા.

**મફ્તીયો**—જા. ઠગ ડોકરા.

**ઘંટાકરણ**—મૂક ડોક મારી. કહું છું ગઈ ભાંગી.

**મફ્તીયો**—લ્હાવો લીયો શેઠ, મોં માગી લે. લે. લે.

**શેઠાણી**—ચાલો મફ્તીયા અમથુડા. એને જવા દીઓ.
એ નવતર હેવાન. જાદુથી.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—મલંગભાનો ખાનગી મહેલ.

**પાત્રો**—મલંગભા, સુકેશી, દાસી, કમળા વિગેરે.

ગાયન

**મલંગ**—વૈરાંથી મારી ગઇ બાજી બગડી (૨)
કાન્તાનું કટક, લટક, મટક રાખી ન ખટક ખરી, મારી ગઇ.
મારી પ્રતિત ગઇ ખચિત, રહી ચિત્ત ચટપટ,
ઘણી કરી ખટપટ, નર નફ્ટ હરી, શું કરવું.
હવે કેમ મળશે રાજ, હાય (૩) મારી ગઇ.

**સુકેશી**—(પ્રવેશ કરીને) એમાં વૈરાં બિચારાં શું કરે? તમે જો બુરખો નાખી સ્ત્રી ન બન્યા હોત તો આટલો ફ્જેતો ન થાત.

**દાસી**—(પ્રવેશ કરીને) બાઈ **અંબરીષભાના** રાણી આપની

પાસે આવે છે.

**મલંગ**—પ્રીયા. હવે હું જાઉં છું. તમે કમળાને મળો પણ સંભાળજો હો તે બહુ લુચ્ચી છે. ને પહોંચેલી સંભળાય છે.

(જાય છે)

**કમળા**—(સામેથી આવીને) બેન આપને પાય લાગું છું.

**સુકેશી**—આવો કમળા હું તો તમને દેરાણી તરીકેજ બોલાવીશ.

**કમળા**—ભલે. બન્ને ભાઇઓ તો સરખી ઉંમરના છે પણ તમે તો મારા કરતાં વહેલા પરણ્યા છો. તો મારે તમને જેઠાણી તરીકેજ માન આપવું જોઇએ.

**સુકેશી**—બેન, તમારાં ધન્ય ભાગ્ય કે **અંબરીષ** જેવા સદ્ગુણી હરિ ભક્ત પતિ મળ્યા.

**કમળા**—એ પરમેશ્વરની કૃપાનું ફળ છે. એ દયાળુ ઉપર દ્રઢ ભરૂસો રાખી અહંકાર રહિત પ્રભુ પરાયણ રહીએ તો સર્વે વાના સુખરૂપ મળે.

**દાસી ૧**—પરણીને આવ્યા પછી **અંબરીષ**ભા હજુ એકે દિવસ મ્હેલે તો પધાર્યા નથી. છતાં તે પર પ્રેમ તો ઘણો લાગે છે.

**દાસી ર**—ભક્તિ કરવામાંથી વખત મળે ત્યારે કમળાબાનું મુખ જોવા આવે ના, પણ હશે. એના એ, એક દિવસ સમજશે.

**કમળા**—(સ્વગત) આ લોકો વિકારી ભાવનેજ પ્રેમ સમજતા જણાય છે (પ્રકાશ) આર્ય સ્ત્રીઓનો ધર્મ છે કે પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણી તેના પર સ્વભાવિક પ્રેમ રાખવો, એમાં મળવા ન મળવાની વાતજ ક્યાં રહી?

**સુકેશી**—એતો ખરૂં, પણ પરિચય વિના કાંઇ પ્રેમ વધે છે?

**કમળા**—જે પ્રેમ વધી ઘટી શકે તે નાશ પણ થઇ શકે માટે એ પ્રેમ નહિં, પણ કામ વિકારને લીધે માનેલો સ્વાર્થ છે. ખરો પ્રેમ તો વધી ઘટી શકતો નથી.એતો નિર્વિકારી અજર,અમર,અને અખંડિત છે. અને એજ પ્રેમને અનુસરી આર્ય સ્ત્રીઓ પોતાના

પતિને પ્રાણ પતિ પ્રાણનાથ એવી પરમેશ્વરને આપવાની ઉપમાઓ આપે છે.

**દાસી ૩**—(પત્ર લઇ સુકેશીના હાથમાં આપે છે તે વાંચે છે)

**કુમળા**—શું તમારા પીયરનો પત્ર છે?

**સુકેશી**—(વાંચતા) હા, મારા પિઅરથી પત્ર આવ્યો છે. તેમાં લખે છે કે:– મારી બેન માધવી તેના પતિની પાછળ સતી થઇ બળી મુઇ.

**કુમળા**—તમારી બ્હેનને ધન્યવાદ ઘટે છે. આર્ય સ્ત્રીઓનો ધર્મ છે કે પતિ સહુગમન કરવું તેમાં કેટલીક પ્રેમી સતિઓ બળી મરે છે અને કેટલીક એક ઐક્ય ભાવને પામેલી તો પતિ મરણના ખબર સાંભળી તરત પ્રાણ તજી દઈ સ્વઇચ્છાથી પતિ સહ ગમન કરે છે.

**સુકેશી**—ત્યારે શું. તમે મારી બેનમાં એટલી ઓછપ ગણી?

**કુમળા**—હા, પતિ પછવાડે એક પ્રહરનું જીવવું એ પણ કલંક રૂપ છે.

**સુકેશી**—(સ્વગત) મારી બેન સતી થઇ પતિ સાથે બળી મુઇ તેને પણ આ અભિમાની કલંકીત ગણે છે. ફીકર નહિં. કોઈ દિવસ એના મનનું પારખું કરવું (પ્રકાશ) હશે બાઇ, તમે શાસ્ત્ર શીખેલાં તે ગમે તેવી વાત કહી પોતાનો કક્કો ખરો કરો.

**કુમળા**—તમને ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરજો. હું તમારી બેનની સ્તુતીજ કરૂં છું. મેં જે વાત કરી એતો પ્રથમ પંક્તિની સ્ત્રીઓ માટે છે. લ્યો, હું હવે રજા લઉં છું.

(જાય છે)

**સુકેશી**—ભલે આવજો. (સ્વગત) ગમે તેવાં જ્ઞાની તોય સમોવડીયાં, મારી બ્હેનનાં ગુણ એનાથી કેમ સંખાય? તે બિચારી સતી થઇને બળી મુઈ તોય કહે છે કે ઠીક એમાં શું! (હોઠ પીસીને) ત્યારે મારી બાઇ તું તો પતિ પાછળ પ્રાણ તજીદે એવી હઇશ. ઠીક છે.

ગાયન.

**સુકેશી**—જોશું જોશું સતિ તું કેવી નાર હાં હાંરે.
ગરવ બહુ કરતી, ના ડરતી
રાખ્યો નવવ કકર તલભાર. હાં હાંરે,
છળબળ, કળબળ કરીને હું તારા,
વાળું પાછા ઉદ્‌ગાર, મ્હોં માહે તારા છળબળ.
ઉતરશે તારાં માન મદ એકવાર,
ખુવાર કરૂં ખુવાર, ગરવ બહુ કરતી હાં હાંરે.

# અંક ૨ જો.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—અંબરીષના આશ્રમમાં ઠાકોરજીનું મંદીર.

**પાત્રો**—અંબરીષ, કમળા, અને દાસીઓ.

**અંબરીષ**—(દર્શન કરીને) આજ ચાર દીવસ થયાં મારી પહેલાં ઉઠી રોજ કોણ પુજન કરી જતું હશે. ચાલ આજ તો છુપાઇને જોઉં કે એ ભાવિક ભક્ત કોણ છે?

**કમળા**—(દાસીઓને છુપાવી હાથમાં દુધના પ્યાલા સહિત પ્રવેશ કરી)

ગાયન.

**સારંગ.**

હરિ પ્રેમે પય, લાવી છું નાથ હાથ ધરજો,
ભાવ ધરી, ભોગો, હરિ, હું કિંકુરી લાવીરે;
ના વિસરી, જાશો હરિ, ટેક ખરી છેક. હરિ.
ગોવિંદ વિણ ગોપી જેમ ઘેલડી,
તેમ હરિ પ્રેમ ભરી, વિયોગી વેલડી.
છું બિહારી, હું તમારી, લ્યો સંભાળી આ ઘડી નેક, હરિ.

**સાખી.**

પય લાવી હું પ્રિતથી, હરિ લ્યો હાથોહાથ,
ભક્તિ ભાવે ભેટજો, રૂડા રૂક્ષ્મણી નાથ. છું બિહારી.

(ઠાકોરજી દુધ સ્વહસ્તે લીએ છે)

**અંબરીષ**—(સ્વગત) અહાહા, મારે વાલે શું હાથોહાથ દુધ લીધું? ખરેખર આ કોઇ પ્રેમઘેલી પુર્વ સંસ્કારી ગોપીજન લાગે છે પ્રભુ કૃપાનું તેજ મુખપર કેવું ઝળકે છે! ખરેખર તે દિવસ સ્વપ્નામાં મળી હતી તેજ આ સ્ત્રી લાગે છે.

ગાયન.

**કમળા**— (ગરબી)

પ્રભુજી તમને વિનવું, આજે બે કર જોડી નાથ.
રૂક્ષ્મણી લાજ નિભાવજો મારી, માયાળુ છો માત.
મા, તને છે પુત્રિ પ્યારી, મનની લેજો વિચારી,
વિયોગી છે દશા અમારી હા.
આપ કૃપાએ મનનો માન્યો, મળ્યો છે તરૂણ કંથ,
જોડલું મેળવો નરનારીનું જાણીને પ્રિતી પંથ.
વાલમની વાટડી જોતી, આંસુડે અંતર ધોતી
મેળવજો મનનું મોતી હાં.

(જવા માંડે છે)

**અંબરીષ**—(પ્રત્યક્ષ થઇ શરમાતા શરમાતા) અરે ગોપીજન આપની પ્રેમ લક્ષણા ભક્તિ જોઇ આપના પર મને સ્વભાવિક સ્નેહ ભાવ પ્રકટે છે. કૃપા કરી જણાવશો કે આપ કોણ છો? અને આમ છુપી રિતે રાત્રિના સમયે મારી પહેલાં પુજન કરી જવાનું શું કારણ છે?

**કમળા**—આ આપનું મંદિર છે?

**અંબરીષ**—(સ્વગત) કેવું મધુર ભાષણ. (પ્રકાશ) ઠાકોરજીનું.

**કમળા**—(હસતાં) ત્યારે આમ એકાંતમાં અજાણી સ્ત્રી સાથે વાત કરવાનું સાહસ કરનાર આપ કોણ છો? (સ્વગત) એકદમ ભેદ ન ખોલવો.

**અંબરીષ**—હું શ્રી કૃષ્ણચંદ્રનો દાસ **અંબરીષ** છું. ક્ષમા કરજો

ગાયન.

**સુકેશી**—જોશું જોશું સતિ તું કેવી નાર હાં હાંરે.
ગરવ બહુ કરતી, ના ડરતી
રાખ્યો નવવ ફકર તલભાર. હાં હાંરે,
છળબળ, કળબળ કરીને હું તારા,
વાળું પાછા ઉદ્ગાર, મ્હોં માહે તારા છળબળ.
ઉતરશે તારાં માન મદ એકવાર,
ખુવાર કરૂં ખુવાર, ગરવ બહુ કરતી હાં હાંરે.

## અંક ૨ જો.

### પ્રવેશ ૫ મો.

**સ્થળ**—અંબરીષના આશ્રમમાં ઠાકોરજીનું મંદીર.

**પાત્રો**—અંબરીષ, કમળા, અને દાસીઓ.

**અંબરીષ**—(દર્શન કરીને) આજ ચાર દીવસ થયાં મારી પહેલાં ઉઠી રોજ કોણ પુજન કરી જતું હશે. ચાલ આજ તો છુપાઇને જોઉં કે એ ભાવિક ભક્ત કોણ છે?

**કમળા**—(દાસીઓને છુપાવી હાથમાં દુધના પ્યાલા સહિત પ્રવેશ કરી)

ગાયન.

સારંગ.

હરિ પ્રેમે પય, લાવી છું નાથ હાથ ધરજો,
ભાવ ધરી, ભોગો, હરિ, હું કિંકુરી લાવીરે;
ના વિસરી, જાશે હરિ, ટેક ખરી છેક. હરિ.
ગોવિંદ વિણ ગોપી જેમ ઘેલડી,
તેમ હરિ પ્રેમ ભરી, વિયોગી વેલડી.
છું બિહારી, હું તમારી, લ્યો સંભાળી આ ઘડી નેક, હરિ.

સાખી.

પય લાવી હું પ્રિતથી, હરિ લ્યો હાથોહાથ,
ભક્તિ ભાવે ભેટજો, રૂડા રૂક્ષ્મણી નાથ. છું બિહારી.

**અંબરીષ**—આપ દ્વેષ તજાવી રાગ ઉપજાવવાનો પ્રયત્ન શામાટે કરો છો? શું તમે સ્વપ્નાની સુંદરી છો?

**કમળા**—ભક્તરાજ લજ્જાઓમાં, જેને સ્વપ્નામાં પરણ્યા હતા. તેનેજ તમે જાગ્રતમાં પરણ્યા છો.

**અંબરીષ**—હેં શું તમેજ કમળા?

**કમળા**—હા નાથ, હુંજ આપની કમળા. [ભેટે છે]

ગાયન.

ભેટ્યા ભાવથીરે, મારા પ્રેમી ભરથાર,
ગણું આજથીરે મારો ધન્ય અવતાર
જાણું તરીને સાગર ભવપાર. ભેટ્યા.

**અંબરીષ**—મોહિની મૂરત તારી સુશીલ સુરતનાં
શુ રે કરૂં વખાણ વારંવાર.

**દાસીઓ**—વાં, વાહ,
ઇન્દ્ર ઇન્દ્રાણી સમ જોડું જુઓ શોભતું.
મંડળ દેવોનું અશિષ દેવા થોભતું,
રસિક સંગે રમણી રે એકતાર થઇ.
સાગર સુખમાંરે ઝીલે પ્રેમી નરનાર. ભેટ્યા.

**અંક બીજો સંપૂર્ણ.**

---

મારાથી સાહસ થઇ ગયું. પણ તે કેવળ આપનો ભક્તિભાવ જોઇને વાત કરવાનિ વૃતિ થઇ.

કુમળા—(હસીને) કોઇ સ્ત્રીનો ભક્તિભાવ જોઇ તેની સાથે એકાન્તમાં વાત કરે એ કાંઈ હરિ ભક્તનાં લક્ષણ નહિં. પણ હશે. ભક્ત પુરૂષનો પ્રેમ એ કાંઈ કામી વૃતિ ન ગણાય.

(આંખનો ઇસારો કરે છે)

અંબરીષ—અહાહા. પ્રભુ, તમારી માયા વિચીત્ર છે, બળવાન છે, અજીત છે, હે કૃષ્ણ, હે રૂક્ષ્મણી પતિ, મારા સત્ય, બ્રહ્મચર્ય વૃતનું રક્ષણ કરજો.

(મૂર્છા ખાઈ પડે છે)

કુમળા—અરે, આતો મુર્છિત થયા. હાય, હાય, મેં કેવી ભૂલ કરી, જાણી જોઇને કઠોર શબ્દરૂપ કુવાડાથી ગુલાબના પુષ્પ પર પ્રહાર કર્યો. મારા નિર્મલ શુદ્ધ સાત્વિક સ્વામીના હૃદયને ઉશ્કેરી દુઃખ ઉપજાવ્યું. (પાસે બેસીને) મહારાજ લજ્જીત ન થાઓ, આપનું વર્તન દોષવાળું નથી, પણ નિર્દોષ સ્વભાવિક છે.

અંબરીષ—(તેના સામું જોઈ) હું મારા મનની નબળાઈ જોઈ લજ્જીત થાઉં છું. એમાં તમારો દોષ નથી.

ગાયન.

મન ભમરારે હૃદય કમળ તુજ પાસ,
પ્રીતે રસ પીનેરે, તજ પર આશ. મન.
ભીતરજો શોભા, મધુવન ખીલ્યું,
સદા રંગીલી કોયલ, બોલે શ્વાસોશ્વાસ મન.
આમ્ર વૃક્ષ છોડી, આક પર મોહે,
નહિં મધુરી મનવા મળશે વાસ વાત. મન.

આપ મારા શરીરને સ્પર્શ કરી મારા વૃતને શામાટે ભંગ કરો છો? તમે જો હરિ ભક્ત ન હોત તો હું તમારી સાથે વાત પણ કરત નહિં.

કુમળા—એતો સ્ત્રી જાતિ પ્રત્યે દ્વેષ કર્યો કહેવાય.

**નાભાગ**—આ બેમાંથી કયો ઘંટાકરણ સાચો છે. તે નક્કી કરવું કઠીણ છે.

**અંબરીષ**—મને તો આ ફરિયાદ નવાઈ જેવી લાગે છે.

**નાભાગ**—મલંગભા તમે શું કહો છો ? આ બેમાંથી કોણ સાચું છે ?

**મલંગ**—મને તો એમ લાગે છે કે આ બેમાંથી એક સાચો અને એક જુઠો. હંમેશાં વાદી પ્રતિવાદી બન્નૈ સાચા હોતા નથી.

**નાભાગ**—[હસીને] એમાં તમે નવું શું કહ્યું ? આ બેમાંથી સાચો કોણ છે તે શોધી કાઢો.

**મલંગ**—હું એને ઓળખતો નથી કે ટપ બતાવી આપું. એ કામ નગર રક્ષક નોકરોનું છે.

**નાભાગ**—કેમ **અંબરીષ** તમારો શું અભિપ્રાય છે.

**અંબરીષ**—ગુરૂ નારદ મુનિ બેઠાં આપણે શું ચીંતા છે, તેઓ સર્વજ્ઞ છે. જ્ઞાન દ્રષ્ટિથી જોઇ જેવું હશે તેવું કહેશે

**નારદ**—ન્યાયના દરબારમાં લોકાચ્ચાર પ્રમાણે રાજાએ સમસ્ત પ્રજાની ખાત્રી કરવા સ્પષ્ટ રીતે ન્યાય આપવો જોઇએ. [સ્વગત] ભેદ ખુલ્લો કરવા જેવું નથી.

**અંબરીષ**—ત્યારે તો પિતાજી, એ બન્નેના પ્રથમ પુરાવા લેવા જોઇએ, પછી અભિપ્રાય આપી શકાય,

**નાભાગ**—એ વાત સાચી છે. હું તેમજ કરૂં છું [તાણીને] ઘંટાકરણ ?

(**ઘંટાકરણ** તથા **સારદ**)....જી.

**નારદ**—[**અંબરીષ**ના સામું જોઇ દાંત કાઢે છે] નામનું અભિમાન તો બન્ને ને સરખું લાગે છે.

**નાભાગ**—આ યુકિતમાં તો બન્ને સાચા ઠર્યા હવે કેમ કરશું

**અંબરીષ**—લેખીત પુરાવા માગો.

**નાભાગ**—અલ્યા, ચોપડા કોની પાસે છે ?

**શારદ**—ચોપડા ધણી પાસે. આ રહ્યા. (ચોપડો બતાવે છે)

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—નાભાગ રાજાની કચેરી.

**પાત્રો**—નાભાગ, **અંબરીષ**, મલંગ ઘંટાકરણ, નારદ, શારદ [ઘંટાકરણ વેશે] અને દરબારીઓ.

**નાભાગ**—દેવાળું કાઢ્યું એ સાચીવાત છે?

**શારદ**—[ઘંટાકરણ વેશે] જી ના અમે સાહુકાર માણસ એવું થવા દઈએ.

**ઘંટાકરણ**—જો ચોરટો સાહુકાર બની જાય છે. હજુર ઈ તો વખત વખતની છાંયડી છે. ટાંગા ન છબે તો દીવાળું પણ કાઢીએ.

**નાભાગ**—[સ્વગત] લાગે છે દાનત ખોટો. [પ્રકાશ] આ બાયડી છોકરા શું કહે છે?

**ઘંટાકરણ**—એના ઉપર પણ જાદુ કર્યું છે. તેથી ઈ પણ ફરી બેઠાં છે. એ, રાંડ, કાંઇક સમજ સમજ આબરૂના કાંકરા થઈ ગયા.

**શારદ**—[સ્વગત] દેવાળીયાને આબરૂ શાની [પ્રકાશ] અન્નદાતા આને બોલતો બંધ કરવો જોઇએ નહીં તો સારા ઘરનાં બૈરાંનું કમોત કરાવશે.

**નાભાગ**—[ઘંટાકરણને] તમે ચુપ રહો. વચમાં જેમ તેમ નહિં બોલો.

**ઘંટાકરણ**—માબાપ, બળતરાનું માર્યું બોલી જવાય છે. પેટમાં લાય લાગી છે.

**શારદ**—તારે જેટલો ઢોંગ કરવો હોય તેટલો કર, અન્તે સત્યમેવ જયતિ.

**શારદ**—બુડતો માણસ ફીણને બાઝે.

**નાભાગ**—એવી કલ્પિત વાતને હું માનતો નથી, સાક્ષી પુરાવા ઉપરથી તું જુઠો ઠર્યો છે, તેં. આ સાહુકાર માણસની ઇજત પર હાથ નાંખ્યો છે, એટલુંજ નહિં પણ ચોરી કરવાની લાલચે મોટામાં મોટી ઠગાઈ કરી છે, માટે તને દેહાંત દંડની શિક્ષા કરૂં છું.

**ઘંટાકરણ**—એ, માબાપ, વગર ગુન્હે માર્યો જાઉં છું.

**નારદ**—રાજેન્દ્ર, આ કદી ઠગ હોય તો પણ દેહાન્ત દંડની શિક્ષા વધુ પડતી છે. માટે પરમેશ્વરને પાસે રાખી ફરી અપરાધ નહિં કરવાની પ્રતિજ્ઞા લીએ તો બસ છે.

**ઘંટાકરણ**—[માથુ હલાવીને] અરરર ઈ, નામ કયાં લીધું ? આતો ઓલો નારદ. વૈકુંઠમાંથી આવ્યો છે. ઈ લાગેછે,

**નાભાગ**—જેવી આપની ઇચ્છા.

**નારદ**—અલ્યા. પરમેશ્વરને પાસે રાખી પ્રતિજ્ઞા લે તો દેહાંત દંડની શિક્ષાથી છુટી જઈશ.

**ઘંટાકરણ**—[માથું હલાવીને] મારા પંડના સોગન ખાઇને કહું છું કે મેં ઠગાઈ કરી નથી ને કરવાનો નથી.

**નારદ**—નહીં, પરમેશ્વરના સોગન લે.

**ઘંટાકરણ**—એવી સૈયારી વસ્તુના સોગન લેવાય નહીં, માબાપ તમે સાધુ થઇને ઉલટું કાં બોલો [સ્વગત]

**નારદ**—પક્કો. ઠગ. ઉલટો મનેય સપડાવે છે. પણ નામ લેતો નથી. [પ્રકાશ] કઈ વસ્તુ સૈયારી.

**ઘંટાકરણ**—તમે જેનું ભજન કરો છો ઈ.

**નારદ**—ને તું નથી કરતો ?

**ઘંટાકરણ**—અમેય કરીએ છીએ ત્યારે એના સોગન ખાતા નથી ના

**અંબરીષ**—લાગે છે આસ્તિક

**નારદ**—હા, પુરો.

ઘંટાકરણ—ઇઠીક. એમાંથી હું પૂછું એનો જવાબ ઈ આપે.
નાભાગ—ભલેપૂછ. એટલે સાચા ખોટાની હમણાં ખબર.
ઘંટાકરણ—મેતા સાકળચંદ જુગલદાસનું ખાતું ખાતાવઇને કયે પાને ? બોલ
શારદ—(સ્વગત) જયસર્વજ્ઞ પ્રભુ. (પ્રકાશ) પચીશમે પાને
ઘંટાકરણ—નહિં સાહેબ, પચાશમેં પાને છે. જુઓ ખાતાવઈ.
નાભાગ—(જોઈને) મેતા સાકળચદદ જુગલદાસનું પાનું પચીશમું છે. અલ્યા તારી વાત ખોટી છે. (શારદને) તું સાચો છું.
શારદ—સાચો તો પરમેશ્વર છે. એણે પચાશમેં પાને કહ્યું હતું. પણ હું કહું છું કે તે પાનું તો કોરૂં કડાક છે.
ઘંટાકરણ—કોરૂં પાનું તો એમાં એકે નથી. લુચ્ચા.
નાભાગ—બરાબર છે પચાસમું પાનું તો કોરૂં કડાક છે.
ઘંટાકરણ—[જોઈને] હાય, હાય, આ શું થયું. એલા, ચોપડા બદલાવી દીધા કે શું !
શારદ—જોયું, કેવો ઠગ છે ?
ઘંટાકરણ—હવે ખાતાવઈ પડતી મૂકો, ને આવરામાંથી પુછો એટલે હમણાં ખબર.
નારદ—એ આવરો તારે માન્ય છે કે.
ઘંટાકરણ—જી, હા.
નાભાગ—બોલ, આ આવરાને એકસો દશમે પાને શું હકીકત છે ?
ઘંટાકરણ—[વિચારીને] ઈ વચલું પીળું પાનું કોરૂં છે.
શારદ—નહીં કૃપાનાથ, એ કોરૂં નથી, તેમ પીળું પણ નથી. એ પાને તો હુંડી રૂા. એક હજારની શાહ નથુભાઇ સોમચંદને ખાતે ઉધારેલી છે.
નાભાગ—સત્ય છે એમજ. તું સાચો છે અને આ લુચ્ચો ઠગ છે.
ઘંટાકરણ—માબાપ, હું સાચો ઘંટાકરણ છું, આ બધું જાદુ વિદ્યાથી ઉંધુ થઈ જાય છે

**શારદ**—ખુડતો માણુસ ફીણુને બાઝે.

**નાભાગ**—એવી કલ્પિત વાતને હું માનતો નથી, સાક્ષી પુરાવા ઉપરથી તું જુઠો ઠર્યો છે, તેં. આ સાહુકાર માણુસની ઇજત પર હાથ નાંખ્યો છે, એટલુંજ નહિં પણ ચોરી કરવાની લાલચે મોટામાં મોટી ઠગાઈ કરી છે, માટે તને દેહાંત દંડની શિક્ષા કરૂં છું.

**ઘંટાકરણુ**—એ, માબાપ, વગર ગુન્હે માર્યો જાઉં છું.

**નારદ**—રાજેન્દ્ર, આ કદી ઠગ હોય તો પણ દેહાન્ત દંડની શિક્ષા વધુ પડતી છે. માટે પરમેશ્વરને પાસે રાખી ફરી અપરાધ નહિં કરવાની પ્રતિજ્ઞા લીએ તો બસ છે.

**ઘંટાકરણુ**—[માથુ હલાવીને] અરરર ઈ, નામ ક્યાં લીધું ? આતો ઓલો નારદ. વૈકુંઠમાંથી આવ્યો છે. ઈ લાગેછે,

**નાભાગ**—જેવી આપની ઇચ્છા.

**નારદ**—અલ્યા. પરમેશ્વરને પાસે રાખી પ્રતિજ્ઞા લે તો દેહાંત દંડની શિક્ષાથી છુટી જઈશ.

**ઘંટાકરણુ**—[માથું હલાવીને] મારા પંડના સોગન ખાઇને કહું છું કે મેં ઠગાઈ કરી નથી ને કરવાનો નથી.

**નારદ**—નહીં, પરમેશ્વરના સોગન લે.

**ઘંટાકરણુ**—એવી સૈયારી વસ્તુના સોગન લેવાય નહીં, માબાપ તમે સાધુ થઇને ઉલટું કાં બોલો [સ્વગત]

**નારદ**—પક્કો. ઠગ. ઉલટો મનેય સપડાવે છે. પણ નામ લેતો નથી. [પ્રકાશ] કઈ વસ્તુ સૈયારી.

**ઘંટાકરણુ**—તમે જેનું ભજન કરો છો ઈ.

**નારદ**—ને તું નથી કરતો ?

**ઘંટાકરણુ**—અમેય કરીએ છીએ ત્યારે એના સોગન ખાતા નથી ના

**અંબરીષ**—લાગે છે આસ્તિક

**નારદ**—હા, પુરો.

ઘંટાકુરણ—તે વગર કાંઇ આટલી જીકર કરીયે. દીકરાના, ધરમના સોગન ખાઈએ. પણ એના કદી ન ખાઇએ. ભલે પછી દેહાંત દંડની શિક્ષા થાય.

શારદ—(સ્વગત) પરમેશ્વરનું નામ લેવું ને દેહાંત દંડની શીક્ષા ભોગવવી એ બન્ને એને સમાન છે.

નારદ—સોગન કાંઇ નહીં જા, એટલું બોલ કે હે ભગવાન હે જગતપતિ. પરમેશ્વર આપને પાસે રાખી પ્રતિજ્ઞા કરૂં છું કે હવે પછી ઠગાઇ નહિં કરૂં.

ઘંટાકુરણ—(માથુ ધુણાવે છે)

શારદ—જોયું ડોકું ધુણાવી પ્રતિજ્ઞાની ના કહે છે.

અંબરીષ—પિતાજી આ મનુષ્યનું અંતઃકરણ બહુ દુઃખાય છે માટે ક્ષમા કરો.

નાભાગ—પ્રતિજ્ઞા લેવરાવી છોડી મુકીયે છીએ પછી શું?

અંબરીષ—ભાઇ તારે પ્રતિજ્ઞા લેવામાં શું અડચણ છે. તમારે કયાં ફરીથી ઠગાઈ કરવી છે?

ઘંટાકુરણ—(સ્વગત) હાય, હાય, આતો મુંગે મોઢે માર ખાધો સાહુકારમાંથી ચોર ઠર્યો ને જાતે જન્મારે એનું નામ લેવું. ના ના જીવ હવે સાઠ વરસે ખડ તો ન ખાવું. (પ્રકાશ) મારે તો પ્રતિજ્ઞા છે.

નારદ—શેની ઠગાઇ કરવાની?

ઘંટાકુરણ—મેં ઠગાઈ કરી છે એમ હું માનતો નથી તો પ્રતિજ્ઞા શામાટે લઉં? (સ્વગત) પ્રતિજ્ઞા તો એક દિવસમાં એક લાખ લઈ લઉં પણ એની સાથે બોલ્યું નહીં બોલવાનું નામ નહીં બોલું.

નાભાગ— એ, પ્રતિજ્ઞા તું નથી લેવાનો કેમ? જાઓ આ લુચ્ચા ઠગને હદ પાર કરો. ફરી આ રાજની હદમાં આવીશ તો મોતની શિક્ષાને પાત્ર થઇશ. (સીપાઇ લઇ જાય છે)

**શારદ**—જાઓ મફતીયા તમે બન્ને ઘેર જાઓ ત્યાં હું ઈ લુચ્ચાને ગામ બહાર કઢાવી આવું.

( શારદ વિગેરે જાય છે. )

**નાભાગ**—નારદમુનિ મેં મારો નિશ્ચય આપને અનેક પ્રસંગે જણાવ્યો છે. આ રાજ ખટપટની ઉપાધીથી હું કંટાળી ગયો છું. અને આ બેમાંથી એક કુમારને રાજ ગાદી સોંપી હું એકાંત સેવન કરવા ધારૂં છું.

**નારદ**—યોગ્ય વિચાર છે. હરિ સ્મરણ કરી લેવાનો આ સમય છે. તેમ બન્ને કુમારો પણ ઉમર લાયક થયા છે.

**નાભાગ**—પણ તે બન્નેનાં ગુણોમાં પૃથ્વીને આકાશ જેટલો અંતર હવે મને દેખાય છે. રાજનું અને પ્રજાનું હિત કરી મારી કીર્તિને અવિચળ રાખે એવા ઉત્તમ ગુણો હું **અંબરીષ**-માંજ જોઉં છું. માટે આપની સમક્ષ હું તેને પટ્ટાભિષેક કરૂં છું. લે **અંબરીષ** આ રાજ્યની શમશેર?

**મલંગ**—(તપીને પગ પછાડે છે) ઘણોજ અન્યાય? ઘણોજ પક્ષપાત પિતા ઉઠીને પુત્રના દોષ જુએ એના જેવું એકે હલકું કામ નથી. પણ નારદજી જેવા ખટપટીયા સલાહકાર હોય ત્યાં એજ પરિણામ આવે.

**નાભાગ**—ચૂપ રહે ઉદ્ધત, મુનિની નિંદા કરે છે?

**મલંગ**—ત્યારે મારો હક શામાટે ડુબાવો છો?

**નાભાગ**—તું નાલાયક છો પ્રજાની પ્રીતિ મેળવવાની તેં જરાપણ કાળજી રાખી નથી તેમ તારામાં હું કોઈપણ ઉત્તમ ગુણ દેખતો નથી.

**અંબરીષ**—પિતાજી પણ હું રાજ્યગાદી ભોગવવાની ઇચ્છા રાખતોજ નથી.

**નાભાગ**—કારણ કાંઈ?

**અંબરીષ**—તેમાં હું સુખ જોતો નથી.

**નાભાગ**—શા અનુભવથી કહે છે?

**અંબરીષ**—આપના અનુભવ ઉપરથી જો રાજ્યમાં સુખ હોત તો આપ શામાટે તેનો ત્યાગ કરવાને તૈયાર થયા? આપ વૃદ્ધ ઉમરે જે કરવા ધારો છો તે હું અત્યારથીજ કરૂં છું. કેમકે બહારના વિષયી પદાર્થો ભોગવવામાં કાંઇપણ ખરૂં સુખ નથી પણ ખરૂં સુખ તો એકાન્તમાં રહી શ્રીકૃષ્ણ પરમાત્માની અનન્ય ભાવે ભક્તિ કરવામાંજ રહેલું છે.

**નાભાગ**—પણ કુમાર સમસ્ત પ્રજાની તમારા પર પ્રીતિ છે. અને તમારા ઉચ્ચ સદ્‌ગુણોથી હું પ્રસન્ન થયો છું. વળી આ રાજનું અને પ્રજાનું તમારે હાથે હિત થવાનું છે. એમ જાણી હું તમને આજ્ઞા કરૂં છું.

**અંબરીષ**—પિતાજી, આપની આજ્ઞાનો સ્વીકાર કરવો એ મારો પ્રથમ ધર્મ છે પણ હું મલંગભાઇને એક વખત વચન આપી ચૂકયો છું કે પ્રતિ પક્ષી થઈ મારે રાજગાદીનો સ્વીકાર કરવો નહિં. એ મારૂં વચન જશે હો તો હું વચન ભંગ ઠરીશ. અને વચન ભંગ પુરૂષ રાજગાદીને યોગ્ય નથી. પણ નરકને યોગ્ય છે.

**મલંગ**—(સ્વગત) હા, હા, યાદ આવ્યું. તે દિવસ બંદાએ એને પહેલેથીજ બાંધી લીધો છે. માટે હવે એનાથી કોઇરીતે ફરી શકાય તેમ નથી.

**નાભાગ**—મુનિરાજ, કેમ કરશું? ધર્મ સંકટ આવ્યું.

**નારદ**—મેરૂ પર્વત પોતાના સ્થાન પરથી ચલિત થાય તોપણ અંબરીષ પોતાના વચનથી ચલિત નહિં થાય, તેમ તેને વચન ભંગ કરવો એ પણ યોગ્ય નથી. માટે એક વર્ષ પર્યંત વાનપ્રસ્થ થવાની ઇચ્છા બંધ રાખી મલંગભાને સત્સંગ કરવા સમય આપો.

**નાભાગ**—બહુ સારૂ, મલંગભા, તું જો એક વરસની અંદર

સત્સંગ કરી દુર્ગુણો તજીશ અને પ્રજા જનના વખાણને પાત્ર થઇશ તો હું આ રાજગાદી તને ખુશીથી સોંપીશ.

**મલંગ**—(મુછ મરડી) આપ થોડાજ વખતમાં જોશો કે અંબરીષ કરતાં હું વધારે વખણાઉં છું કે નહિં?

( નાચ થયા પછી કચેરીનું કામ પૂર્ણ થાય છે. )

# અંક ૩ જો.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—જંગલ.

પાત્રો—ઘંટાકરણ અને શારદ

( ઘંટાકરણને સિપાઇઓ પકડી આવે છે. )

**ઘંટાકરણ**—હાય હાય, બાયડી છોકરાંને ભર્યું ભાદર્યું ઘર મુકી અંતે દેશપાર થયા. ઠગમાં ખપ્યા, ઘડીમાં આ શું કૌતક? કાલે હું લાખો પતિ કહેવાતો હતો અને આજે એક પાઇ પણ મારી પાસે નથી કોઈ સગા સાંઇએ પણ મદદ ન કરી બાયડી છોકરાં પણ ફરી બેઠાં હવે આ ટાણે કોણ બેલી? કોઈ નહિં.

**શારદ**—[અસલ વેશે આવીને] છે, છે, એક છે દુ:ખનો બેલી આ દુનિયામાં એક છે, પણ શેઠ તેને તું ભુલી ગયો છું.

**ઘંટાકરણ**—( જોઈને ) કોણ? તેદી વાળા મહારાજ પધારો, પધારો ભાઇ સાહેબ અમે તો આ ટાણે શેઠમાંથી શઠ ઠર્યા છીએ. આંધળે બેરૂં કુટાણું છે. વાસીદામાં સાંબેલું ગયું છે. ને ઉલટા વગર વાંકે દેશપાર થયા છીએ મહારાજ, તેદિ તમને દાન દેતાં જરા ભુલી ગયો હતો. તે માફ કરજો, અત્યારે જો હું તે સ્થિતીમાં હોઉં તો હજારો રૂપીઆ દાનમાં દઇ દઉં પણ ભૂલ થઇ.

**૨ સીપાઇ**—મુનિરાજનું કહેવું મને સાચું લાગે છે. ચાલ, ચાલ, તજવીજ કરીએ.

**ઘંટાકુરણ**—હા ભાઇ હા, ચાલો ઉતાવળા મફતીયાની મા વાટ જોતી હુશે.

**શારદ**—(જતાં જતાં) શેઠ રામ, રામ, જય ગોપાળ.

**ઘંટાકુરણ**—(ડોકું ધુણાવીને) હા ધ્યાનમાં છે ખાત્રી થવા દીઓ પછી નીરાંતે નામ લેશું (જાય છે)

**શારદ**—અહાહા, કેવો હઠીલો. આટલું આટલું કર્યું, તોપણ એકવાર ભગવાનનું નામ એણે ન લીધું. અને હવે લેવાનો પણ નહિં. જેણે દુઃખમાં પણ પ્રભુનું નામ ન લીધું તે ઘણી સુખમાં શીરીતે લીએ. પણ ચિંતા નહિં. એણે એનો હઠ ન છોડયો. તો આપણે આપણો હઠ ન છોડવો. મારા ગુરૂ નારદ-મુનિ લાકડાં તારવા કરતાં પથ્થરા તારવામાં મહત્તા અને આનંદ માને છે. (જાય છે)

---

# અંક ૩ જો

## પ્રવેશ ૩જો

### સ્થળ—રાજમહેલ પાસેનો માર્ગ

**મલંગ**—(નિકળતાં) બૂટિઆ હવે કેમ કરશું ? આપણો તો બધો ઘાટ બગડયો

**બૂટિઓ**—એ બધી નારદીયાની ખટપટ છે. એણે મુદત નખાવી અને વળી ચાલ સુધારવા કહ્યું તો ભામટા? અમારી તે એવી શું ચાલ વાંકી છે ? કે સુધારીએ. બાપુ જુઓ જોઇએ જરાએ વાંકી દેખાય છે ? [ચાલે છે]

**ઢોલો**—આપણી કયાં વાત થઇ છે ? ચાલતો બાપુએ સુધાર-વાની છે.

**મલંગ**—ઈ બધા અંબરીષના પક્ષવાળા પેટભરા આપણી નિંદા કરે છે, બાકી આપણામાં શો અવગુણ છે, કે કાઢીએ ?

**ઢોલો**—આમાં **અંબરીષનો** કાંઇ વાંક દેખાતો નથી. એતો બિચારો વચન પાળવા તૈયાર હતો.

**મલંગ**—એ બધું શરમા શરમીએ વરસદી પછી મારા બાપુ કહેશે કે મલંગભાની ચાલ હજી સુધરી નથી. માટે **અંબરીષને** ગાદી આપીએ છીએ. ત્યારે શું તે ના પાડવાનો હતો?

**બૂટિઓ**—હાસ્તો, વખત ગયો એટલે વચન પણ ગયું.

**ઢોલો**—ત્યારે બાપુ હવે કરવું શું?

**મલંગ**—કરવુંતું શું? પહેલાં તો એ **અંબરીષનેજ** ઉડાવી દેવો એટલે લાયકી ના લાયકીનો સવાલજ ન રહે.

**બૂટિઓ**—હા ઈ ઠીક ઈ છે ત્યાં સુધી આપણે સારી ચાલના નહીં ગણાઇએ એ ભગતડાને લીધેજ બાપુ તમારી ચાલ ખરાબ કહેવાય છે.

**ઢોલો**—પણ ઓલો નારદીઓ જીવતો રહેશે તો વળી મહારાજાને કાંઈક ઉંધું ચતું સમજાવશે.

**મલંગ**—સૌને એક ઘાએ મારવાનો ઈલાજ છે. જો હિંમત કરો તો.

**બૂટિઓ**—બોલો, બાપુ, અમે તો તૈયાર છીએ. શું ઉપાય છે?

**મલંગ**—આપણે સૌએ હમણાં કંઠી બાંધીને વૈષ્ણવ થઇ જવું. ને ભક્તિનો ડોળ બતાવી ભજન કીર્તન ગાવાં અને આખા ગામમાં ડાંડી પીટાવી જાહેર કરવું કે ભાઇઓ હવે અમે ભગત થયા છીએ અમારામાં કાંઇ અવગુણ રહ્યો નથી.

**બૂટિઓ**—તેથી ગામમાં વખણાઇએ ખરા. અને રાજ પણ મળે કેમ ઢોલા?

**ઢોલો**—હા બાપુ. પછી આપણને કોણ કુચ્છંદી કહેવાનું હતું.

**મલંગ**—રાજ મળે ને સામા પક્ષનું કાટલું નિકળી જાય એ બેય યુક્તિ ભેળી ગોઠવી છે.

**બૂટિઓ**—એતો હું સમજ્યો. પણ ભગત બનીને પછી શું કરવું?

**મલંગ**—પછી આપણે એક મુક્તિ મંદીર બંધાવવું ત્યાં **અંબરીષ**

નારદ અને સૌ સાધુડાને આમંત્રણ કરી બોલાવવાં અને ત્યાંજ સ્વધામ પહોંચાડી દેવા.

**બૂટિઓ**—મારામારી કરતાં એકાદ જણ છટકી જાય તો ઉલટી ફજેતી થાય માટે એમાંથી એકે જીવતો ન જાય એવી જુક્તિ કરવી જોઇએ.

**મલંગ**—હા ભાઇ હા. એવીજ યુક્તિ છે. મુક્તિ મંદિરમાં પ્રદક્ષિણા ફરવાની ગલી પાસે એક પાતાળી કુવો ખોદાવવો તેમાં પ્રદક્ષિણા ફરતી વખતે છેલ્લો જે જણ રહે તેને પકડી કુવામાં સ્વધામ પહોંચાડતા જવું. એટલે એકે એકે સૌની મુક્તિ થઇ જશે. હુરરરરર હટ.

**ઢોલો**—બાપુ, ભારે જુક્તિ ગોઠવી. પુરા ઠગ.

**મલંગ**—(ધોલ મારી) ઢોલા, ઠગબગનો કોણ ભાવ પૂછે છે. ?

**બૂટિઓ**—ત્યારે બાપુ અમે પણ આજથી ચંડાળ ચોકડી ગળે કંઠીયું બાંધી છાપા તિલક કરી મંદિરે મંદિરે શ્વાસભર્યા જે જે કરતાં દોડશું. એટલે લોકો જાણશે કે આતો બહુ ભગત છે.

**મલંગ**—જેમ બને તેમ **અંબરીષ**ના મંડલ કરતાં વધારે ઢોંગ કરી મુકવો તે વિના છેતરાશે નહિં. એ સાધુડાને મારવાને સાધુડાનીજ કળા કરવી જોઇએ, જાઓ, તમે મુક્તિ મંદિરની તૈયારી કરાવો ત્યાં હું ગુલાબ અને ચંપા પાસે જઈ આવું.

(સુકેશી આવી ઉભી રહે છે)

**બૂટિઓ**—બાપુ એને પણ કંઠી બાંધતા આવજો.

(જાય છે)

**મલંગ**—(તેના સામું જોઈ જતાં) ઠીક ઠીક જલદી કામે લાગ. (શુકેશી સામી ભટકાય છે) (તેને જોઇ ભયભીત થઇ એક બીજા સામું જોઈ રહે છે). કેમ રાણી અચાનક.

**સુકેશી**—એક ખાનગી છે. (કાનમાં વાત કહી **અંબરીષનું** માયીક માથું બનાવી લાવવા સમજાવે છે. મલંગ ઇસારાથી

ચપટી વગાડી હમણાં લઇ આવવાનું કહે છે.) સમજ્યાના?
એક ઘાએ બે પક્ષી મરે છે.

**મલંગ**--આ ચાલ્યો, પહેલું એ, ને પછી બીજું.

**સુકેશી**--(જતાં.)

ગાયન.

રચી છે મેં યુક્તિ એવી, જશું ફાવી દાવઘાવથી;
એક ઘાએ પંખી બે, ઠાર કરૂં જઇ હાવ ભાવથી;
**મલંગ**--ધન્ય ધન્ય તું સલુણી નાર;
**સુકેશી**--અનહદ છે તમારો પ્યાર. રચી
**મલંગ**--ઝટપટ જઇને સિદ્ધ મનાવું, તુરત માથું લાવું;
કમળા કને જઇ પછી બતાવું, રંગ ભંગ કરી આવું. ધન્ય.



# અંક ૩ જો.

## પ્રવેશ ૪થો.

**સ્થળ**—કમળાનું શયન ગૃહ.

**પાત્રો**—કમળા, માલતી, સુકેશી, દાસી, મલંગભા, અંબરીષ, અને વિષ્ણુ.

**કમળા**--(વિજયસિંહ કુંવરને પારણામાં હિંચોળતી)

ગાયન.

હસી હસી બોલે બાળા, નવીન નવીન કરે ચાળા.
એકવાર લઉં છાની બચી તુને બાળા—હા હા—હસી.
ઉછળે છે ઉમળકે, છલંગ ભરી શીદ કાલા,
લે લે પ્રીતે પકડી લે, કર પય પાન તું વ્હાલા—હસી.
મુખ કમળને જોઇ; તનમન અતિ હરખાયાં,
જા, પોઢીં બાલુડા, શરદ પૂનમના જાયા—હસી.

**માલતી**--(છુપી રીતે સાંભળીને) ઘેલી કમળા!

**કુમળા**—(સામું જોઇને) હવે ચાલી આવ, ચાલી આવ ઇતો જાણી તને.

**માલતી**—અને તુનેય જાણી

**કુમળા**—શું જાણી ?

**માલતી**—ઘડીકમાં કાંઇ રંગને ઘડીકમાં કાંઇ રંગ, કયાં બાળપણની ઉપાસના, અને કયાં આજનું હાલરડું.

**કુમળા**—બેન, સંસારની એજ સ્થિતી છે. નવીન નવીન પ્રવેશો થયાજ કરે છે.

**સુકેશીની દાસી**—(આવીને) કમળાંબા ઘણાજ દિલગીરીના ખબર છે.

**કુમળા**—(ભયભીત થઇને) શું છે, કાંઇ અમંગલ બન્યું છે ?

**દાસી**—બાઇ કહેતાં જીભ ઉપડતી નથી પણ કહે છે કે **અંબરીષભા** પોતાના આશ્રમથી થોડે છેટે ફરવા ગયા હતા, ત્યાં કોઈ શત્રુએ ઓચિંતા આવી તલવારનો ઘા મારી તેના પ્રાણ લીધાં.

**કુમળા**—આ તું શું બોલે છે ? ભગવાનના ભગ્તને એવું બને ? ના ના માલતી આ ખબર હું સાચા માનતી નથી. (સ્વગત) શ્રીહરિ એમનું રક્ષણ કરો.

**માલતી**—(દાસીને) તને કોણે ખબર આપ્યા ? તારી બાઇએ ?

**દાસી**—અરે આખા દરબાર ગઢમાં હાહાકાર થઇ રહ્યો છે. અને મલંગભા પોતે તજવીજ કરવા ગયા છે.

**કુમળા**—(કરૂણાથી) માલતી આ ખબર ખરા પડશે તો મારૂં શું થશે ?

**મલંગ**—(રોતાં રોતા હાથમાં **અંબરીષનું** માથું લઇને) અરેરે મારો ભાઇ, મારો વાલો, મારો ભોળો ભગત, મારો પ્રેમી પોપટ અચાનક ઉડી ગયો. બાંધવની બેલડી તોડી ગયો. (સ્વગત) હસે છે.

**કુમળા**—હવે રૂદન કરવું નકામું છે. માલતી, મારા પતિનું મસ્તક મારી પાસે લાવ. (માલતી લાવે છે)

**માલતી**—(મલંગને) આ બનાવ બન્યો ત્યારે આપ ક્યાં હતા ?

**કુમળા**—એ પુછવું નકામું છે. (છાતી સાથે માથું રાખી) કરના કંકણને આરસીની શી જરૂર છે ?

**મલંગ**—મને ખબર મળ્યા કે તરત હું તે જગ્યાએ દોડી ગયો પણ આ માથા સિવાય બીજું કાંઇ હાથ લાગ્યું નહિં. અરેરે આવી કમળ પુષ્પ જેવી કમળાનો ભવ બગાડી ગયો એથી મને બમણી દિલગીરી થાય છે. મારો જીવ બળીને ખાખ થઇ જાય છે.

**કુમળા**—(સત ચડવાથી) નહિં, નહિં, એણે તો મારો ભવ સુધાર્યો છે. એના સમાન ગુણ રૂપે યુક્ત ત્રણ ભુવનમાં બીજો કોઇ પુરૂષ નથી, થયો નથી, અને ભવિષ્યમાં થવાનો પણ નથી. એના પાણી ગ્રહણ માત્રથી હું પાવન થઈ છું. મારા સ્ત્રી જન્મનું સાર્થક કરી ચુકી છું. (આવેશથી) જય શ્રીકૃષ્ણ જય લક્ષ્મી પતિ જય રૂક્ષ્મણી પતિ જય વૈકુંઠ પતિ આપનું વચન પાળજો મારા તન મન અને પ્રાણના પતિ આપને મળ્યા છે અને હું આવી હમણાં આવી મળું છું. પ્રભુ મારા પ્રાણને વેગ આપો મારા પતીના પ્રાણ સાથે મારા પ્રાણની ઐકયતા કરો સંલગ્ન કરો.

**માલતી**—બેન ધીરજ રાખો, પ્રાણને પકડી રાખો આ કુંવર સામું તો જુઓ ? (પારણું બતાવે છે)

**કુમળા**—એ ભગવાનને ખોળે. મને મારો અવસાન સાચવી લેવા દે. મને મારા પ્રાણના આધાર મારા દેહના આધાર, મારા આત્મા સાથે સંમીલન થવા દે હવે તો જયાં એ ત્યાં હું. હવે તો જ્યાં એના પ્રાણ ત્યાં આ પ્રાણ પ્રયાણ કરશે. હવે તો જ્યાં મનનો માલીક ત્યાં મન જઇ શમશે. જય

નરહરિ જય શ્રીકૃષ્ણ જય વાસુદેવ જય સત્ય સ્વરૂપ પરમાત્મા; (પડે છે)

**માલતી**—(માથું ઝાલી ખોળામાં લઈ લીએ છે. આકાશમાંથી દેવો પુષ્પ વૃષ્ટિ કરે છે.)

**સુકેશી**—(આવીને) શું છે ? શું છે ? પ્રાણનાથ, કમળાને શું થયું છે.

**મલંગ**—તારા કહેવા પ્રમાણે સિદ્ધ બાવા પાસેથી માયિક માથું કરાવી લાવી મશ્કરીમાં બતાવ્યું તેમાં તો ટપ મરી ગઇ.

**સુકેશી**—એમાં આપણે શું કરીએ ? આવરદા આવી રહેલી, નહિં તો આમ કોઇને માગ્યા મોત મળે છે ?

**મલંગ**—[સુકેશીને] તું મહેલમાં ચાલીજા નહિં તો ફજેતો થશે. આવી ખબર હોત તો હું એનું પારખું ન જોત. [સુકેશી જાય છે]

**માલતી**—[રોતાં રોતાં ક્રોધમાં] અરે આતો બધો પ્રપંચ છે. અરે પ્રપંચી કાળા કામના કરનારા, સ્ત્રી હત્યારા, તેં મારી નિર્દોષ નિર્મળ નાજુક સતીના જુઠું બોલી પ્રાણ લીધા. મારા પ્રેમી સારસની જોડી વીંખી નાંખી, અરે પાપી તારી ક્યાંઈ ગતિ નહીં થાય. તને નર્કમાં પણ ઠામ નહિ મળે.

**મલંગ**—[જતાં] તારી બેપરવાઇનું ફળ તને પણ થોડા દિવસમાં ચખાડીશ.

**માલતી**— ગાયન.

મરે છે પ્રેમ પુરમાં જઇ કોઇ બોલાવોરે,
પતિ એનાં કોઇ બોલાવોરે—(૨)
પ્રેમાળ છે અંતકાળ છે સખી જઇ ચેતાવોરે.
શુદ્ધ પ્રેમથી એ પ્રાણ દે એને આવી બચાવોરે.
પતિ એનાં કોઇ બોલાવોરે—મરે છે.

સાખી.

સતિ શિરોમણિ સુંદરી, પકડી રાખો પ્રાણ,
પતિ સજીવ છે પ્રેમદા, શીદ કરો પ્રયાણ.

સુકુમાર પ્રેમનાર, એને પતિ મિલાવોરે,
એના પ્રિય પતિ બોલાવોરે. મરે છે.

**અંબરીષ**--ઉતાવળથી આવીને પ્રભુ પ્રભુ રક્ષા કરો! રક્ષા કરો! (કમળાનું ખોળામાં માથું લઇ).

ગાયન.

પ્રેમ વશ થઇ ને, જીવન તજી જામાં,
જીવન તજી જામાં, ગમન કરી જામાં. પ્રેમ વશ.
તારી પરખ મેં ન કરી, સાચી સતી તું સુંદરી,
જો ખબર આવી હોત તો, ન રાખત દૂર પરી;
સાહસ કરી ન જા, મુજ જીવ જાય તો જાયે,
એક વાર હુંથી બોલી, ભલે જાય તો જાયે.
તારી પાછળ હું, ભવમાં ભટકું એ તને મને
કેમ શોભે હે શ્યામા, શોભે હે શ્યામા,
રહો રમણી રામા.—પ્રેમ વશ જીવન તજી જામાં.

**માલતી**--એ ભાઈ ભોજાઈનું ક્યાંઇ સારૂં થવું નથી. બિચારી સતિનાં પ્રપંચ કરી પ્રાણ લીધા.

**અંબરીષ**--હં, હં, માલતી આતું શું બોલે છે? મારા ભાઇ ભોજાઈનું ઇશ્વર સારૂં કરો. એના પ્રતાપથીજ આ પૂણ્યશાળી, પતિવૃતા, પ્રેમી પદ્મિણીના અપૂર્વ પ્રેમનો મને સાચો અનુભવ થયો. હું તો એમનો ઉપકાર માનું છું કે સ્ત્રી જાતિ વિષેના મારા તુચ્છ વિચારોને એણે તજાવ્યા. આજે મને જણાયું કે સતિ સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમ ચલાવવાથી જ્ઞાન ભક્તિમાં કશો બાધ આવતો નથી. ને એ પણ ખાત્રી થઈ છે કે આવી નિર્મળ સ્ત્રીના સંગથી સ્વર્ગ, વૈકુંઠ ને મોક્ષનો માર્ગ સરલ થાય છે. એવો કયો પુરૂષ છે કે જે પોતાનાં પ્રિયના મરણ ખબર સાંભળી તુરત પ્રાણ કાઢી નાખે? હાય, હાય, માલતી મેં જીવતાં આનો આવો અદ્ભૂત ગુણ જાણ્યોનહિં.

[આસું લુચે છે]

**માલતી**—એમાં પણ ઈષ્ટ સંકેત સારોજ હશે. હવે આપને કાંઈ આશા જેવું જણાય છે? રાજવૈદ્યને બોલાવશું?

**અંબરીષ**—એવો કયો દેશી અથવા પરદેશી વૈદ્ય છે કે આમૃત શરીરમાં ચૈતન્ય રૂપ જીવને લાવી શકે? એવો કોણ ધનવંતરી ધરણી પર છે કે આ કરમાઈ ગયેલા પુષ્પને એક પલવાર એક શ્વાસ લેવરાવી શકે? એવો કોણ બહાદુર છે કે આને એકવાર બોલાવી શકે? એવો કોઈ નથી. માલતી, પ્રભુ સિવાય કોઈ નથી.

**માલતી**—મહારાજ, આપના આવા દીન વચનો સાંભળી મારૂં હૃદય ફાટી જાય છે.

**અંબરીષ**—જીવ માત્રનો ઉપાય વ્યર્થ છે. ઉપાય માત્રનું અધિષ્ઠાન એક ઇશ્વર છે. જેમાં પ્રાણી માત્રની બુદ્ધિઓ સમાઈ જાય છે. વૈદ્યની બુદ્ધિને પ્રેરનાર પણ એજ છે. ઔષધીના અમૃતરૂપ ગુણને અર્પનાર એજ છે. અને એજ મહાપ્રભુ આ શરીરને જીવતું જણાવનાર ચૈતન્ય કારણ સ્વરૂપ છે. તો એવો મહા સમર્થ સ્વભાવિક સાચા આશ્રયને તજી હું બીજાની સહાય શામાટે માગું?

**મલંગ**—[આવીને] ભાઇ **અંબરીષ**, તમારે બહુ અવળી થઇ તેને માટે દિલગીર છું ભાઇ તમે તો ભકત માણસ એટલે દુઃખને સહન કરી શકો. બાકી મારા જેવા તો આપઘાત કરીને મરી જાય. [સ્વગંત] કોઇ રીતે શૂરાતન ચડી જાય.

**અંબરીષ**—તેથી લાભ શો?

**મલંગ**--ભાઈ **અંબરીષ** ખોટું લાગ્યું હોય તો માફ કરશો. એમાં મારી કસુર નથી. મેં તો જરા પ્રેમનું પારખું જોવા મશ્કરી કરી તેમાં ટપ દઈને મરી ગયા.

**અંબરીષ**—હશે, એની ભુલ થઈ.

**મલંગ**—હા, ઇતો જેમ ગણો એમ! હું તો એમ અનુમાન બાંધુ છું કે તેની છાતી ખવાઇ ગએલી અથવા તો ખોપરી બગડેલી હોવી જોઇએ.

**અંબરીષ**—હા ભાઈ, જે માણસનું મોત નજીક આવે છે તેની પહેલી ખોપરીજ બગડે છે. એમાં બીજાનો શું દોષ.

**મલંગ**—(સ્વગત) ફીકર નહીં, મારા પર શક નથી (પ્રકાશ) વાહ, તમારી ભક્તિ ભાઇ મને પણ હવે તો ભક્તિજ ગમે છે સાચું સુખ એમાં છે. બાકી બધું દુઃખ રૂપજ છે ભાઈ મેં હમણા મુક્તિ મંદિર બનાવ્યું છે, તે તમે નહિં જોયું હોય.

**અંબરીષ**—ના મેં નથી જોયું.

**મલંગ**—એક દિવસ સાધુ મંડળને લઇ પધારો તો ખરા? બહુ જોવા જેવું છે. (સ્વગત) આવે તો પુરોજ કરી નાંખું.

**અંબરીષ**—ભલે આવીશ, તમને ભક્તિનો રંગ લાગે તો હું મારા ધન્ય ભાગ્ય સમજીશ.

**મહારાણી**—કાં હવે ક્યાં સુધી ચુંથણાં ચુંથવા છે? ઝટ દહન ક્રિયા કરવા દેને? તારા પિતા નારાજ થાય છે. ભકત થઇને આમ પોચો પચ શું થઈ ગયો છું?

**અંબરીષ**—માજી, પરમેશ્વરના ભકત થયા એટલે કઠોર રાક્ષસી હૃદયનાં થવાનું નથી. જેમ પરમેશ્વર દયાના સાગર છે, તેમ તેનાં ભકતમાં પણ દયાનો અંશ વિશેષ હોય છે.

**સુકેશી**—હા ભાઈ હા, એને તો ભગવાન સહાય છે તો વખતે દયા ખાઇને જીવતી કરે.

**મહારાણી**—હેં અંબરીષ, મરેલું જીવતું થાય?

**અંબરીષ**—ભગવાનની મરજી હોય તો તે પણ થાય. સાચી શ્રદ્ધા જોઇએ.

**મહારાણી**—ત્યારે તમે ક્યાં કાચી શ્રદ્ધાનાં છો? કરોને જીવતી એટલે અમે જોઇએ તો ખરાં?

**અંબરીષ**—અહાહા, ભગવાનનાં મહિમાની આ લોકોને કાંઇ ખબર નથી છતાં મશ્કરી કરી મેણા મારે છે.

(આંસુ લુએ છે)

ગાયન.

(ગોપીચંદ લડકા એ રાગ).

હે કૃષ્ણ મુરારી, આશ્રય સાચોરે પ્રભુ આપનો,
પ્રાણ તજીને ચાલી પ્રેમદા, પડી પ્રેમને પાશ;
જગ પતિ જીવન અર્પો આને, માગું આણી વિશ્વાસરે હે કૃષ્ણ.
પરોક્ષ રહી નરહરિ નિત્ય કરતા, નિજ સેવકની સ્હાય,
પ્રત્યક્ષ થાતાં શીદ શરમાઓ, નહિ મોટપ પ્રભુ જાયરે હે કૃષ્ણ.

(કમળા સુક્ષ્મ દેહે સામેથી બોલે છે).

(મલંગ, સુકેશી અને માલતી ભય પામી ચાલ્યા જાય છે).

ગાયન.

**કમળા**—હે શ્યામ સલુણા, સંબંધ સ્વરૂપે સાચો આપનો,
સુક્ષ્મ મનરૂપ શરીર આ મારૂં, તન શબવત્ છે ત્યાંય,
આત્મા અખંડિત આપણુ બેઉનો, કહો કેનો શોક કરાયરે હે શ્યામ.

**અંબરીષ**—સતી ધર્મ તેં સાચવ્યો સુંદરી, મુજ પ્રેમે તજ્યું તન,
સજીવન કરવા ન જગજીવન યાચું તો, પતિ ધર્મમાં વિઘ્નરે
હે કૃષ્ણ મુરારિ.

**કમળા**—વાંક નથી રતિપતિ આપનો, મુજ પ્રારબ્ધ પ્રતાપ,
ભાન ભુલી ભક્ત રડો તો, લાગે મુજને પાપરે હે શ્યામ.

**અંબરીષ**—કરશું ગોરી જ્ઞાન ગોઠડી, તજી સંસારી સ્નેહ,
ભાવે ભક્તિ ભેળાં કરીને, થાશું સંગ વીદેહરે, હે કૃષ્ણ.

**કમળા**—નાગ તજે જેમ નિજ કાંચળી, તેમ તજ્યું મેં તન,
શું કયું મુખથી કેમ ગળું, મારા સમ છે મુકો રૂદનરે—હે શ્યામ.

**શ્રીકૃષ્ણ**—(પ્રકટ થઇ)
ભક્ત શિરોમણિ પડઘો પાડયોરે પ્રેમી છાપનો,

સાચો પ્રેમ ત્યાં નિયમ નથી કાંઇ. દઉંછું દિવ્ય હું દેહ,
પ્રારબ્ધ કર્મ પણ પડતાં મહેલું,જ્યાં શરણાગતને છેહરે—હે ભક્ત.

કમળા—(સજીવન થઇ ઉભી થાય છે અને પ્રણામ કરે છે)

અંબરીષ ) જેવું ઘટે ત્યાં તેવું ધરતા, આપ અનુપમ રૂપ,
કમળા } સદા સમીપ રહેજો શ્રીહરિ, નહિ થવા દઉં અરૂપરે—હે કૃષ્ણ.

## અંક ત્રીજો સંપૂર્ણ.



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જંગલ.

**પાત્રો**—દુર્વાસા, શિષ્ય, રૂદ્રદત્ત, ઇન્દ્ર, અપ્સરાઓ.

**દુર્વાસા**— ગાયન.

ધડક ધડક ઉછળે ઉર મારૂં,
ભક્તિનું ખંડન કરૂં હું નિકંદન;
એ ગમારનો શું ભાર, કરૂં ખુવાર,
અહંપદ મદ ઉતારૂં. ધડક.
તજે ન જો એ ભક્તિ ફંદ,
ધિક્ક ધિક્ક મુજ તપ પ્રબંધ;
મારૂં અગર મરૂં, પણ ન હારૂં. ધડક.

હાય હાય એ ભગતડાનાં વચન સાંભળ્યાં છે ત્યારથી નખથી તે શિખા પર્યંત રોમેં રોમેં અગ્નિ પ્રજ્વલીત થયો છે તપ કરતાં ભક્તિ ચડે કેમ? હાય હાય ત્યારે તો દુર્વાસાની જનુની લાજે, અને સુર્ય પશ્ચિમ ઉદય થાય પણ બચાજી યાદ રાખજે કે હું તારો અંતર શત્રુ અને મલંગ બાહ્ય શત્રુ જીવતા બેઠા છીએ ત્યાં સુધી તારા બોલેલાં વચનો હવામાં ઊડી જવાનાં છે. ચાલ તેનો હમણાંજ ઊપાય કરૂં. (અંજલી ભરીને) મારા લાખ વર્ષનાં તપમાંથી દશ હજાર વર્ષનાં તપનું ફલ અર્પણ કરી એક અગ્નિ પુરૂષની યાચના કરૂં છું (અંજલી નાંખે છે).

**રૂદ્રદત્ત**—દશ હજાર વર્ષનું ફલ સ્વાહા.

(અગ્નિ પુરૂષ હાજર થાય છે)

**અગ્નિપુરૂષ**—મને શું આજ્ઞા છે?

**દુર્વાસા**—જાઓ તત્કાલ **અંબરીષ**ને બાળી ભષ્મ કરો.

**રૂદ્રદત્ત**—વાહ ગુરૂજી ભારે કરી!

**કુશાગ્રહમતી**—ભાઇ દુર્વાસા મુની જેવા આજ કોણ સમર્થ છે?

**અગ્નિપુરૂષ**—મુનીરાજ સર્વના આધાર રૂપ પરમાત્મા અનન્ય ભક્તિ વડે એનાથી એક ક્ષણ પણ અલગ રહેતા નથી તો મારાથી તેને શીરીતે બાલી શકાય માટે એ જ્યાં સુધી ભક્તિથી ચલિત ન થાય ત્યાં સુધી મારાથી એનો નાશ નહિ થઈ શકે.

**દુર્વાસા**—ત્યારે દશ હજાર વર્ષનાં તપનું ફ્લ ખર્ચી તમને ઊત્પન્ન કરવામાં લાભ શું?

**અગ્નિપુરૂષ**—તે તમેં જાણો આપના તપોબળના પ્રભાવે હું ઊત્પન્ન થયો પણ તેને ભક્તિથી વિમૂખ કરવો એ મારૂં કામ નહી, એમાં તો ઇંદ્રની સહાયતાની જરૂર છે. ઇંદ્રને બોલાવશો તો આપની ધારણા પાર પડશે.

**રૂદ્રદત્ત**—હં હંસ્ખ ગુરૂ થઇ જાય અધિકસ્ય અધિક ફ્લં

**દુર્વાસા**—હમણાંજ ઇંદ્રને બોલાવું (પાણીની અંજલી ભરી) મારા તપોબળમાંથી વીશ હજાર વર્ષનું ફ્ળ આપી ઇંદ્રની યાચના કરૂં છું ( ઇંદ્ર આવે છે)

**ઇંદ્ર**—મુનીરાજ શું આજ્ઞા છે? હું સ્વર્ગનો રાજા ઇંદ્ર આપને આધિન છું.

**દુર્વાસા**—જાઓ **અંબરીષને** ભક્તિથી ચલિત કરો એટલે આ અગ્નિ પુરૂષ તેને બાળી ભસ્મ કરી શકે.

**ઇંદ્ર**—કૃપાનાથ, એના શીલનો ભંગ થયા વીના એ ભક્તિથી કદી ચલિત થાય નહી.

**દુર્વાસા**—ત્યારે પ્રથમ એના શીલનો ભંગ કરાવો કોઈ પણ રીતે એનો નાશ કરવો એ મારો સંકલ્પ છે જો તમેં તમારાથી બનતું આ બાબતમાં નહી કરો તો તમને શાપ આપી બાળી ભસ્મ કરીશ.

**ઇંદ્ર**—કૃપાનાથ મન જેમ ઇંદ્રીયો વડે કામ કરી શકે છે તેમ હું અપ્સરાની સહાયતાથી આ કામ કરી શકું.

**દુર્વાસા**—બોલાવ તારી અપ્સરાઓને ? નહીતો હમણાં તને બાળી ભસ્મ કરૂં છું.

**ઈંદ્ર**—કૃપાનાથ આપે વીશ હજાર વર્ષનાં તપનું ફળ માત્ર મને બોલાવવા માટે અર્પણ કર્યું છે પણ અપ્સરાઓને બોલાવવા માટે કાંઈ અર્પણ કર્યું નથી માટે બીજા પાંચ હજાર વર્ષના તપનું ફળ અર્પો તો સ્વર્ગમાંથી અપ્સરાઓ આવી ઉભી રહે.

**રૂદ્રદત્ત**—હું ગુરૂ બહુ રૂણિઆને રૂણ નહી ને બહુ દુખીયાને દુઃખ નહી.

**કુશાગ્રહમતી**—હા મુનીરાજ, આપના ભંડારમાં ક્યાં ખોટ આવે તેમ હતી ? (સ્વગત) હાર્યો જુગારી બમણું રમે.

**દુર્વાસા**—(અંજલી ભરીને) મારા સંચય કરેલા તપોબળમાંથી બીજા પાંચ હજાર વર્ષનાં તપનું ફલ અપ્સરાઓ માટે અર્પું છું. (અપ્સરાઓ આવે છે)

**રૂદ્રદત્ત**—કુશાગૃહમતી, જોયો. મારા ગુરૂનો પ્રભાવ ? આકાશના તારા ઉતારે એવા છે નાં ?

**અપ્સરાઓ**— મુનિરાજ શું આજ્ઞા છે ?

**દુર્વાસા**—જાઓ, **અંબરીષ**ના શીલનો ભંગ કરો એટલે તે ભક્તિથી ચલિત થાય એટલે ભગવાન તેનાથી વિખુટા પડે અને તેમ થયું એટલે આ અગ્નિપુરૂષ તેને તુરત બાળી શકશે.

**અપ્સરા** (મેનકા)—મહારાજ, અમેં સાચા અંતઃકરણથી અમારી કામ કળા ચલાવશું છતાં કદાચ એ ઈંદ્રિયજીત **અંબરીષ** અમારામાં ન લોભાય તો અમને શાપ આપશો નહી.

**તીલોત્મા**—હા, અમને આપના શાપનો ભય બહુ લાગે છે. માટે નિર્ભય વચન આપો તોજ કામ વૃત્તિ ઉત્પન્ન થઇ શકે કેમકે કામને અને ભયને બનતું નથી.

**દુર્વાસા**—( ક્રોધયુક્ત ) તમે બધા મળી મને ગભરાવો છો ? હું તમારા સર્વનો નાશ કરીશ ઈંદ્રિ હું તને આજ્ઞા કરૂં છું કે

અપ્સરાઓ જો તેને ચલીત કરવામાં નિષ્ફળ થાય તો તારે પોતાને બ્રાહ્મણને વેશે શીલનું પૂણ્યદાન તરીકે માગી લેવું એટલે તે શીલનાં બળ વીનાનો તુરત ભક્તિથી ચલિત થાશે.

**અગ્નિપુરૂષ**—હા, તેમ થાય તોજ મારૂં જોર ફાવે ને હું તેને બાળી શકું.

**દુર્વાસા**—બોલ ઇંદ્રિ શું કહે છે? મારા સર્વ કાર્યનો આધાર તારા પરજ છે તત્કાલ હા કહે નહીતો બાળી ભસ્મ કરૂં છું.

**ઇંદ્રિ**—બહુ સારૂં આપની આજ્ઞાને આધીન છું.

**દુર્વાસા**—જાઓ વિજય કરી વહેલા આવો. (ઇંદ્ર અને અપ્સરાઓ જાય છે) (ગયા પછી) ચાલ, રૂદ્રદત્ત તપશ્ચર્યા કરવા બેસીયે.

**રૂદ્રદત્ત**—ગુરૂ જરા વિશ્રાંતિ લઇએ તો ઠીક ત્રીશ હજાર વર્ષનું ફળ એક ઘડીમાં ઊડાવી દીધું તો તે ભેગું બે ઘડી વધારે.

**દુર્વાસા**—હા ચાલ ત્યારે, વિશ્રાંતી લઇએ ચિત્તવૃત્તિ પણ તપ કરવામાં અત્યારે ચોંટશે નહી અંતઃકરણમાં કેવળ વિક્ષેપજ વર્તે છે. (જાય છે)



# અંક ૪ થો.

## પ્રવેશ ૨ જો.

**પાત્રો—અંબરીષ**, અપ્સરાઓ, ઇન્દ્ર, વિષ્ણુ, શીલ, સત્ય, ધર્મ, ભક્તિ અને કમળા.

**સ્થળ**—સંયમશાળા.

**અંબરીષ**—( આસનવાળી બેઠેલ છે.)

ગાયન. (ભજનની રાહ.)

અંતર આરામ કરો હે મનવા,<br>
ચંચળતા પર હરો, એજી કાં વ્હાલા ચંચળતા પર હરો.—હે મનવા.<br>
સ્થિરતા વિના સૂખ મળવું નથી, હા સ્થિરતા વિના સૂખ મળવું નથી.

શોધો સૂખનો ઝરો, હૃદયમાં શોધો સુખનો ઝરો.—હે મનવા.

ઇશ્વર સ્મરણે અળગો થાતો; [૨] ઇંદ્રિયો દશનો બરો

અવળો ઇંદ્રિઓ દશનો બરો.—હે મનવા.

(વિચારી) અહાહા વિચાર કરતાં ઇશ્વરજ સઘળે વિલસી રહ્યા છે. જગત છેજ નહિ. છતાં તેને જગત કલ્પનાર હે, મનની ભ્રમણ તું સદા લય પામ.

**મેનકા**—(આવીને) સખિ તિલોત્તમા, ભક્તને છળવાનો પ્રયત્ન કરવો એ તો સાક્ષાત્ ભગવાનનો દ્રોહ કર્યા તુલ્ય છે આ સ્થળનું વાતાવારણ મારા કામ વિચારો શિથિલ કરતા હોય એમ જણાય છે.

**તિલોત્તમા**—એ વિચાર આપણે કરવાનો નથી. હાલ તો તારૂં જેટલું ચાતુર્ય હોય તેટલું ચલાવજે. નહિં તો સુરપતિ ઇંદ્રરાજ કોપાયમાન થશે.

**ઉર્વશી**—દેવેન્દ્રનો કોપ તો સમાવવો સહેલો પણ કાકા દુર્વાસા કોપે તો સ્વર્ગ પાતાળ એક કરી નાખશે.

**રંભા**—હા બાઈ હા, દુર્વાસાની બીક સહુને લાગે ચમત્કાર વિના કાંઈ નમસ્કાર થાય છે?

ગાયન (નાચ સાથે)

**અપ્સરાઓ**—આપણે આપણું કર્તવ્ય શરૂ કરવું, ભક્તરાજ સ્વર્ગનું સુખ આપને અહીં બેઠા પ્રાપ્ત થયું છે (પુષ્પ મંત્રી **અંબરીષ**ને માથે ફેંકે છે) માટે પ્રેમથી સત્કાર કરો, આલિંગન આપો,

ગાયન.

ભુલીને ભાન સાન, બેઠા ધરી શું ધ્યાન,
મુકી દીઓને માન, કરો પ્રીતીનું પાન,
સુંદર સુધા સમાન (૨).—ભુલીને.
જુઓ અનંગ, પીડે માતંગ,
સંતનો સંગ, ઇચ્છે આ અંગ,
લાગ્યું છે લાગ્યું છે વ્હાલા તમારૂં આ તરૂણીને તાન.—મુકી દીયો.

**અંબરીષ**—(ઉભા થઇને દંડવત્ત પ્રણામ કરીને)

ગાયન (રાગ દક્ષિણી દીંડી)

મારો વ્હાલો આવ્યો વેશ ધારી,
કેવો નાચે નટવર ગિરધારી,
શ્યામ સુંદર સ્વરૂપ નિહાળું,
દીસે કોટી સૂર્ય પ્રભાવાળું,
વ્હાલો નાચે નૌતમ ભાવ માણું,
અમી દ્રષ્ટિ શું આંખની વખાણું,
વ્હાલા તિરછાં તાણો છો નેણ જ્યારે,
વિરહ વેદના શમે છે ઉર મારે,
લીધા અનેક અવતાર પર હિતે,
ધર્યું મોહિની સ્વરૂપ આજ પ્રીતે.

(ગાતાં ગાતાં પગે પડી પ્રાર્થના કરતાં) હે કૃષ્ણ હે રૂક્ષ્મણી પતિ, હે સચ્ચિદાનંદ, આપની અકળ લીલા છે. જે મોહિની સ્વરૂપથી પુર્વે દૈત્યોને મોહ ઉપજાવી વિષ પાન કરાવ્યું હતું તે મોહિની સ્વરૂપ આજે આપનાં ભક્તને મોહ રહીત કરી અમૃત પાન કરાવે છે પ્રભુ આપના સ કોમળ ચરણ કમળને નાચતાં બહુ શ્રમ પડયો હશે. (પગ દાબવા બેસે છે. ઇંદ્ર બ્રાહ્મણ વેશે ઊભો છે.)

**મેનકા**—સખી, આની દ્રષ્ટીમાં તો હરિમય જગત્ છે ત્યાં આપણે મનો વિકાર શીરીતે ઊત્પન્ન કરી શકીશું?

**રંભા**—હા સખી, આતો બીજો જનક વિદેહી વીકાર દ્રષ્ટીથી જોતોજ નથી.

**તિલોત્મા**—ચાલો ત્યારે સુરપતિને મોકલીયે આપણું બળ અહીં નહીં ચાલે. (જાય છે)

**ઇંદ્ર**—(સ્વગત) સુરપતી અગાઉથીજ આવીને ઊભો છે, અહા! શું અંબરીષનિ દ્રઢતા! અપ્સરાઓથી જરાપણ ચલિત થયો નહી અંતે મારે બ્રાહ્મણનું સ્વરૂપ ધરવું પડયું, હવે

ગમે તેમ વચનથી બાંધી લઇ તેના શીલનું દાન માગી લેઊં નહી તો દુર્વાસા મારી ઉપર કોપશે એટલુંજ નહી પણ આ, મનો નિગ્રહ કરનારો જરૂર કોઈ દિવસ ઇંદ્રાસનનો અધિકારી થશે માટે આને તો છળવોજ જોઇએ (પ્રકાશ) ભક્તરાજ **અંબરીષ** આપનું નામ?

**અંબરીષ**—નામનાં અર્થ પ્રમાણે ભાવના રહે તો એ નામ સુખરૂપ છે અને દેહનાં અભિમાનાર્થે તેનો મિથ્યા ઉપયોગ થાય તો નામ દુઃખરૂપ છે.

ઇંદ્રિ--આપમાં દેહાધ્યાસ દેખાતોજ નથી આપ તો મહા દાનેશ્વરી કર્ણ, શિબી, અને હરિશ્ચંદ્ર જેવા વૈરાગ્ય વૃતિવાળા ઉદાર આત્મા છો.

**અંબરીષ**—શ્રી હરિની કૃપામાં સર્વ ગુણનો સમાવેશ થાય છે માટે તે પ્રભુશ્રીનાં વખાણ કરવાં એજ વાણીનો સદઉપયોગ છે. વેદમૂર્તિ આપની શું આજ્ઞા છે?

ઇંદ્રિ—રાજન્ હું આપની પાસે એક વસ્તુનું દાન લેવા આવ્યો છું પણ તેનો ઉપયોગ આપના વિરોધી માણસનાં હિત માટે થવાનો છે માટે મને માગતાં શંકા થાય છે.

**અંબરીષ**—એવી શંકાનું પ્રયોજન નથી કેમકે આ જગતમાં મારો વિરોધી કોઈ નથી. અને આપ તેમ ગણતા હો તો મારે મન વિરોધીને સબંધી બંને સમાન છે માટે જે માંગવું હોય તે ખુશીથી માગો.

ઇંદ્રિ—હું દુર્વાસા મુનિનો શિષ્ય છું મારા ગુરૂ દુર્વાસા અંતકાળ પડેલા છે તેનો દેહ કોઇ રીતે બચી શકે તેમ નથી માત્ર ધનવંતરી એટલી આશા આપે છે કે **અંબરીષ** પાસે એક વસ્તુ અમુલ્ય છે તે જો આપે તો તેના પ્રાણ બચે.

**અંબરીષ**—એમાં શું? ઘણી ખુશીથી આપીશ ભગવાન દુર્વાસાનાં પ્રાણ બચતાં હોય તો મારો પ્રાણ પણ કાઢી આપવાને તૈયાર છું.

ઈંદ્રિ—આપનું આવું રાગ દ્વેષ રહિત મન જોઇ મને વચન માગવાનો ઊમંગ થાય છે ત્યારે વચન આપો.

**અંબરીષ**—(વચન આપે છે) લ્યો આપ જે માગશો તે આપીશ.

ઈંદ્રિ—આજ સુધી સાચવી રાખેલું આપનું શીલ મને દાનમાં આપો. કરો સંકલ્પ.

**અંબરીષ**—ભલે, (સંકલ્પ) આજ સુધી મેં જે અડગ મન રાખી શીલ યાને એક પત્ની વૃત સાચવેલું છે તે આ વેદમૂર્તિ બ્રાહ્મણને દુર્વાસાનાં હિત માટે હું આપું છું.

**શીલ**—(સ્વરૂપે અંતઃકરર્ણમાંથી નીકળી ઇંદ્ર પાસે જાય છે).

**અંબરીષ**—આ મારા તન મનનું બળ હરણ કરી કોણ જાય છે. પ્રીય ભાઇ તમે કોણ છો?

**શીલ**—હું તારૂં શીલ છું તું મારો ત્યાગ કરી જવાની રજા આપે છે એટલે જઊ છું.

**અંબરીષ**—ભલે જાઓ હું તમને દાનમાં આપી ચુકયો છું.

**ધર્મ**—(અંતઃકરણમાં નીકળી દિવ્ય સ્વરૂવે ઇંદ્રિ પાસે જાય છે).

**અંબરીષ**—અરે, મને નિસ્તેજ કરી આ, વળી કોણ ચાલ્યું. પ્રીય દેવ આપ કોણ છો? આ અંતઃકરણનો ત્યાગ કેમ કરો છો?

**ધર્મ**—(પુરૂષ પોશાકે) હું ધર્મ છું જ્યાં શીલ રહે છે ત્યાંજ હું રહી શકું છું.

**અંબરીષ**—ધર્મને સાચવવા તો મેં શીલનું દાન આપ્યું છે તો શું શીલ જવાથી આપ ધર્મ પણ જશો?

**ધર્મ**—હા, શીલ વિનાં હું ધર્મ એક ક્ષણ પણ રહી શકું તેમ નથી.

**સત્ય**—(દીવ્ય સ્વરૂવે નીકળી ઇંદ્ર પાસે જાય છે)

**અંબરીષ**—આ શું આશ્ચર્ય મારૂં હૃદય બળ પ્રતાપ શાન્તિ અને સુખ હરાઇ જતું હોય એમ હું અનુભવું છું આ ત્રીજો પુરૂષ

કોણ હશે ? સત્વ ગુણનાં ભંડાર રૂપ, દીવ્ય પુરૂષ આપ કોણ છો અને શામાટે જાઓ છો ?

**સત્ય**—હું સત્ય છું, જ્યાં ધર્મ રહે છે ત્યાંજ હું રહું છું.

**અંબરીષ**—આપને માટે તો મેં શીલને દાનમાં આપ્યું છે તો આપજ મારો તિરસ્કાર કરશો ? સત્યનાં આધાર વિનાં આ જગતમાં કોઇ પણ પદાર્થ એક ક્ષણ પણ રહી શકતો નથી તો હું શીરીતે રહી શકીશ.

**સત્ય**—રાજા તારૂં કહેવું સત્ય છે. જગત મારે આધારે રહે છે પણ હું ધર્મને આધારે રહું છું માટે જ્યાં ધર્મ ત્યાં હું.

**ધર્મ**—અને મારો આધાર શીલ છે, માટે શીલ વીનાનો હું પાંગળો શી રીતે રહી શકું ?

**ભક્તિ**—(સ્ત્રી પોશાકે બહાર આવીને)

**અંબરીષ**—અરે આ મારા તન મનને પથ્થર જેવાં જડ બનાવી કોણ ચાલ્યું ? મહાદેવી આપનો ને મારો પરિચય ઘણા કાલનો હોય એમ મને ભાન થાય છે આપનાં પર મને સ્વભાવીક પ્રેમ ઊત્પન થાય છે, છતાં આપ કોણ છો તે પારખવાનું આ મનમાં સામર્થ્ય રહ્યું નથી. માટે કૃપા કરી કહેશો કે આપ કોણ છો અને શામાટે મને તજો છો ?

**ભક્તિ**—હું ભક્તિ છું, જ્યાં સત્ય હોય ત્યાંજ હું રહું છું.

**અંબરીષ**—ત્યારે હું ભક્તિ વીનાનો કેવળ સુકા કાષ્ટવત્ થઈ રહ્યો ! દેવી તમારા વિયોગથી મારૂં અંતઃકરણ દુઃખી થઈ ગયું. હે પ્રેમ સ્વરૂપ, હે સત્ય સ્વરૂપ; હે આનંદ કારી હે સુખ કારી મહાદેવી આપનો વીયોગ મારાથી સહન થઇ શકતો નથી.

**ભકિત**—**અંબરીષ**, એ વિચાર શીલને તજતી વખતે કરવાનો હતો. શીલ, ધર્મ, અને સત્ય વિનાનાં તારા હૃદયમાં હું શીરીતે રહી શકું.

**વિષ્ણુ**—(અંતરીક્ષથી દ્રશ્યમાન થઇ)

**અંબરીષ**—અરે, મારૂં સર્વસ્વ હણાઇ ગયું મારો આત્મા હવે આ દેહને તજે છે. (મૂર્છા ખાઈ પડી જાય છે).

**વિષ્ણુ**—**અંબરીષ** મને ઓળખે છે, હું કોણ છું?

**અંબરીષ**—હું જડ પથ્થર જેવા હૃદયનો કોઇને ઓળખી શકતો નથી. કૃપા કરી કહેશો કે આપ કોણ છો?

**વિષ્ણુ**—(સ્વગત) બરાબર છે, શીલ, ધર્મ, સત્ય અને ભક્તિ, વિનાનો મનુષ્ય મને શીરીતે ઓળખી શકે?

**કમળા**—(એકદમ પ્રવેશ કરીને) એમની ઓળખાણ આપવાને હું હાજર છું.

ગાયન.

એતો મૂર્તિ મોહન છે મોહન છે મોહન છેજી,
નિત્ય જે જપીયે તે હરિ આ.—એતો.
કમળ નયન, શેષ શયન કૃપાવત,
અનગળ પૂણ્યથી મળાયા.—એતો.

**અંબરીષ**—ઓહોહો! મારા પ્રભુ (એમ કહી તેને ભેટે છે) મારા આત્મા, મારા પરમાત્મા, મારા ઇષ્ટદેવ, મારા જીવનનાં આધાર, મારા સુખનાં સાગર, અધમોધ્ધારણ, પ્રભુ હું મરી જઇશ તોપણ આપને નહી જવા દઊ. [અશ્રુધારા ચાલે છે.]

**વિષ્ણુ**—**અંબરીષ**, તું જાણે છે કે જ્યાં ભકિત ત્યાંજ ભગવાન માટે તારી પાસે હું શીરીતે રહી શકુ. તો હવે છોડી દે મને જવા દે.

**કમળા**—હાંઉ, બસ, જવા દે? એમ આપથી જવાશે નહી કેમકે આપનાં સમાગમની ઇચ્છાથી તો આ બધાનો ત્યાગ કર્યો છે.

**વિષ્ણુ**—કમળા, તારૂ કહેવું સત્ય છે, પણ તારો પતિ આ વખતે ભક્તિ રહીત છે. માટે તું પ્રથમ ભક્તિને વીનવી લે તો મારાથી રહેવાય.

**કમળા**—કેમ મહાદેવી, આપ મારા પતિને શામાટે તજી જાઓ છો?

**ભક્તિ**—સત્ય જવાથી.

કોણ હશે ? સત્વ ગુણનાં ભંડાર રૂપ, દીવ્ય પુરૂષ આપ કોણ છો અને શામાટે જાઓ છો ?

**સત્ય**—હું સત્ય છું, જ્યાં ધર્મ રહે છે ત્યાંજ હું રહું છું.

**અંબરીષ**—આપને માટે તો મેં શીલને દાનમાં આપ્યું છે તો આપજ મારો તિરસ્કાર કરશો ? સત્યનાં આધાર વિનાં આ જગતમાં કોઇ પણ પદાર્થ એક ક્ષણ પણ રહી શકતો નથી તો હું શીરીતે રહી શકીશ.

**સત્ય**—રાજા તારૂં કહેવું સત્ય છે. જગત મારે આધારે રહે છે પણ હું ધર્મને આધારે રહું છું માટે જ્યાં ધર્મ ત્યાં હું.

**ધર્મ**—અને મારો આધાર શીલ છે, માટે શીલ વીનાનો હું પાંગળો શી રીતે રહી શકું ?

**ભક્તિ**—(સ્ત્રી પોશાકે બહાર આવીને)

**અંબરીષ**—અરે આ મારા તન મનને પથ્થર જેવાં જડ બનાવી કોણ ચાલ્યું ? મહાદેવી આપનો ને મારો પરિચય ઘણા કાલનો હોય એમ મને ભાન થાય છે આપનાં પર મને સ્વભાવીક પ્રેમ ઊત્પન થાય છે, છતાં આપ કોણ છો તે પારખવાનું આ મનમાં સામર્થ્ય રહ્યું નથી. માટે કૃપા કરી કહેશો કે આપ કોણ છો અને શામાટે મને તજો છો ?

**ભક્તિ**—હું ભક્તિ છું, જ્યાં સત્ય હોય ત્યાંજ હું રહું છું.

**અંબરીષ**—ત્યારે હું ભક્તિ વીનાનો કેવળ સુકા કાષ્ટવત્ થઈ રહ્યો ! દેવી તમારા વિયોગથી મારૂં અંતઃકરણ દુઃખી થઈ ગયું. હે પ્રેમ સ્વરૂપ, હે સત્ય સ્વરૂપ; હે આનંદ કારી હે સુખ કારી મહાદેવી આપનો વીયોગ મારાથી સહન થઇ શકતો નથી.

**ભક્તિ**—અંબરીષ, એ વિચાર શીલને તજતી વખતે કરવાનો હતો. શીલ, ધર્મ, અને સત્ય વિનાનાં તારા હૃદયમાં હું શીરીતે રહી શકું.

**વિષ્ણુ**—(અંતરીક્ષથી દ્રશ્યમાન થઇ)

અંબરીષ—અરે, મારૂં સર્વસ્વ હણાઇ ગયું મારો આત્મા હવે આ દેહને તજે છે. (મૂર્છા ખાઈ પડી જાય છે).

વિષ્ણુ—અંબરીષ મને ઓળખે છે, હું કોણ છું?

અંબરીષ—હું જડ પથ્થર જેવા હૃદયનો કોઇને ઓળખી શકતો નથી. કૃપા કરી કહેશો કે આપ કોણ છો?

વિષ્ણુ—(સ્વગત) બરાબર છે, શીલ, ધર્મ, સત્ય અને ભક્તિ, વિનાનો મનુષ્ય મને શીરીતે ઓળખી શકે?

કુમળા—(એકદમ પ્રવેશ કરીને) એમની ઓળખાણ આપવાને હું હાજર છું.

ગાયન.

એતો મૂર્તિ મોહન છે મોહન છે મોહન છેજી,
નિત્ય જે જપીએ તે હરિ આ.—એતો.
કમળ નયન, શેષ શયન કૃપાવત,
અનગળ પૂણ્યથી મળીયા.—એતો.

અંબરીષ—ઓહોહો! મારા પ્રભુ (એમ કહી તેને ભેટે છે) મારા આત્મા, મારા પરમાત્મા, મારા ઈષ્ટદેવ, મારા જીવનનાં આધાર, મારા સુખનાં સાગર, અધમોધ્ધારણ, પ્રભુ હું મરી જઇશ તોપણ આપને નહી જવા દઊ. [અશ્રુધારા ચાલે છે.]

વિષ્ણુ—અંબરીષ, તું જાણે છે કે જ્યાં ભક્તિ ત્યાંજ ભગવાન માટે તારી પાસે હું શીરીતે રહી શકુ. તો હવે છોડી દે મને જવા દે.

કુમળા—હાંઉ, બસ, જવા દે? એમ આપથી જવાશે નહી કેમકે આપનાં સમાગમની ઇચ્છાથી તો આ બધાનો ત્યાગ કર્યો છે.

વિષ્ણુ—કમળા, તારૂ કહેવું સત્ય છે, પણ તારો પતિ આ વખતે ભક્તિ રહીત છે. માટે તું પ્રથમ ભક્તિને વીનવી લે તો મારાથી રહેવાય.

કુમળા—કેમ મહાદેવી, આપ મારા પતિને શામાટે તજી જાઓ છો?

ભક્તિ—સત્ય જવાથી.

**કમળા**—(સત્યને કહે છે) અને આપ.

**સત્ય**—ધર્મના જવાથી.

**કમળા**—બરાબર સત્ય એજ ધર્મ, સત્ય અને ધર્મની ઐક્યતા અખંડિત છે પણ ધર્મ દેવ આપને જવાનું શું કારણ છે?

**ધર્મ**—શીલ જવાથી.

**કમળા**—બરાબર છે, શીલ છે ત્યાંજ ધર્મ છે (શીલને પુછે છે) શીલ? ત્યારે આપને જવાનું શું કારણ છે?

**શીલ**—તારા પતિયે આ બ્રાહ્મણને મારૂં દાન આપ્યું છે.

**કમળા**—(બ્રાહ્મણ સામું જોઇને સ્વગત) અરે આતો સુરપતિ ઇંદ્ર કપટથી બ્રાહ્મણ સ્વરૂપ થઈ આવેલ છે. પણ એ વાત હાલ ઊચારવાની જરૂર નથી (પ્રભુને કહે છે) દયાળુ પ્રભુ આ દાન વિધી પૂર્વક થયું નથી માટે વૃથા છે.

**વિષ્ણુ**—કારણ?

**કમળા**—મારા પતિ એક ગ્રહસ્થ છે. મનુ સમૃતિમાં કહેલું છે કે ગૃહસ્થ પુરૂષે દાન દેતી વખતે પોતાની અર્ધાંગનને સાથે રાખવી જોઈએ કેમકે પુરૂષ અને સ્ત્રી મળી એક સંપૂર્ણ શરીર ગણાય છે. માટે આ દાનમાં તેમ થયું નથી ત્યાં સુધી શીલથી જવાય નહી અને આ બ્રાહ્મણથી લેવાય નહી.

**વિષ્ણુ**—(હસીને) ધન્ય છે કમળા, આટલા માટેજ મેં તને **અંબરીષ** સાથે વરવાની આજ્ઞા કરી હતી તારૂં કહેવું યથાર્થ છે. પુરૂષ પ્રકૃતિ જુદા નથી.

**કમળા**—આપ જાણો છો કે મારા પતિ સાથે મારા લગ્ન એટલે ઐક્યતા થઇ છે તે શેની થઈ છે? આ મારૂં શરીર આ મારૂં મન મારા પ્રાણ અને આ મારો આત્મા એ સર્વની ઐક્યતા થઇ છે. તો પછી શીલ, ધર્મ સત્ય, ભક્તિ ઇત્યાદિ અંતઃકરણના જે ભાવો છે તેનો જુદારો શીરીતે શંભવે? માટે જ્યાં સુધી મેં શીલને જવાની આજ્ઞા આપી નથી ત્યાં સુધી તેનાંથી

જઈ શકાય નહી અને બ્રાહ્મણને તેનાથી ગ્રહણ કરી શકાય નહી કેમકે તે ઉપર મારો અરધો અરધ હક છે.

**વિષ્ણુ**—અરે વાહરે કમળા, તેં તો સૌને બોલતા બંધ કરી દીધા. **અંબરીષ** તમારા ભાગીદારનો વાંધો મને ઘટિત લાગે છે તેમ તમારા ભાગીદારની અનુમતિ વિનાં દાન કરેલું છે તેમ કરવાનો તમને હક ન હતો માટે આ દાન વિધી હું રદ્દ કરૂં છું ને આ સૌને પોતપોતાને સ્થાનકે જવાની આજ્ઞા કરૂં છું.

**અંબરીષ**—કૃપાનાથ આપેલું દાન?

**વિષ્ણુ**—એ શંકા રાખવાની નથી કેમકે દાન વિધી પૂર્વક થયું ન હતું એટલુંજ નહી પણ દાન કપટ ભાવથી લીધેલું છે. આ દાન લેનાર બ્રાહ્મણ નથી પણ તે સુરપતિ ઇંદ્ર પોતે છે તેથી પણ દાન વિધી મીથ્યા છે.

**ઇંદ્ર**—(વીષ્ણુને પગે પડીને) કૃપાનાથ, મેં સ્વતઃ બુદ્ધિથી આ દાન લીધેલું નથી પણ મુનિ દુર્વાસાના કહેવાથી લીધું છે તેનાં શ્રાપના ભયને લીધે મારે તેની આજ્ઞાને આધિન થવું પડયું છે.

**વિષ્ણુ**—ચીન્તા નહી એ બધું મારા જાણવામાં છે એનાંથી બને તેટલું એને કરવા દીઓ પાપનો ઘડો ભરાયા વિનાં કદી ફુટશે નહી. પુત્રી કમળા આ વખતે તે યથાર્થ પતિવૃતાપણું બતાવી તારા પતિનું સર્વસ્વ જતું અટકાવી ગૃહિણી પદને દીપાવ્યું છે તેથી હું ઘણોજ પ્રસન્ન થયો છું માટે કાંઇ વરદાન માગ.

**કમળા**—પ્રભુ, આપનાં દર્શન અને આપની કૃપા એજ સર્વોતમ સુખ છે તે શિવાય શું સુખ રૂપ છે કે હું માગું?

**વિષ્ણુ**—પુત્રી તે તો તને સદાય પ્રાપ્ત છે તોપણ કાંઇ માગ માંગ.

**કમળા**—આપ જ્યારે વારંવાર આજ્ઞા આપો છો ત્યારે હું એ

માગું છું કે આપનાં આ વખતે દર્શન કરાવનાર અને મારા પતિનાં સદગુણની કસોટી કરાવનાર મુનિ દુર્વાસા સદાય ચીરંજીવી રહો.

વિષ્ણુ—તથાસ્તુ, પુત્રી આ વરદાન માગી તે તારૂ સહસ્ત્ર ગણું હિત કર્યું છે. (બંન્ને જણાં દંડવત્ પ્રણામ કરે છે.)

(વિષ્ણુ અદ્રશ્ય થાય છે)

ગાયન.

અંબરીષ—પ્રીયા માનુ તારો ઉપકાર હૈયા હાર પ્રિય નાર,
તેં આવાર શીલ રાખ્યું, જતું જે સર્વાધાર.—પ્રીયા.
શીલ જતાં સત્ય ધર્મ રીસાયા
ભક્તિ દેવી સત્ય વીરુ તજાયા
વિનાં ભક્તિ કિરતાર કોપાયા
ધન્ય છે શીલ અહાહા ! પ્રીયા.

# અંક ૪ થો.

## પ્રવેશ ૩ જો.

(ઘંટાકરણનું ઘર)

ઘંટાકરણ—વૃદ્ધ અવસ્થામાં વાંકો વળેલો હાથમાં લાકડી લઈ ડગ મગતો આવીને બેસે છે.) હાશ, ગુડા ભાંગી ગયા જરા આવી પહોંચી આ ફેરાનો તોમંદવાડ જરૂર મફતીયાની મા પાસે લઈ જાશે (બૂમ પાડીને) અરે કોણ છે ઘરમાં ? ચતુરાં વહુ, એ ચતુરાં વહુ, જરા પાણી લાવજો, ભા.

ચતુરાં—(અંદરથી) આપીએ છીએ બરાડા પાડો મા.

ઘંટાકરણ—અને મારો ખાટલો લાવજો જરા આડે પડખે થાવું છે, આજ મારા જીવને ઠીક નથી.

**ચતુરાં**—(આવીને) ફલાણું લાવજો ઢીકણું લાવજો તે શું ભગવાને ભાગ્યાં છે હાથે લઇ લીયોને અમે તો હવે તમારાથી કંટાળ્યા.

**ઘંટાકરણ**—(ડોકું ધુણાવીને) વઉ હાથે લેવાની તેવડ હોય તો તમારૂં મોઢું શું કામ બોલાવીયે.

**ચતુરાં**—અમારૂં મોઢું ન ગમતું હોય તો આ–ચાલ્યા (જતાં જતાં) પીટીઓ જરગો મરતોયે નથી. ને માંચોયે મુકતો નથી.

**ઘંટાકરણ**—વહુભા ઝાઝા ફાટોમાં કાળાં ધોળાં કર્મ કરીને મેં ઘર ભર્યું છે. તમારા ધણીયે હજુ પોટલો નથી પછાડયો.

**અમથો**—શું છે શું છે બાપા?

**ઘંટાકરણ**—ભાઈ એક ઘડી થયાં પાણી માગું છું તે કોઇ દેતું નથી.

**અમથો**—લીઓ પટેલને કહું તે આપશે.

**ઘંટાકરણ**—તમારાથી વાંકુ નહી વળાતું હોય.

**અમથો**—(જતાં જતાં) બકવાદ નહી કર બકવાદ નહી કર ડોસલા પડયો પડયો ખાધાકર (જાય છે).

**ઘંટાકરણ**—(દાંત કાઢીને) આતો મારો દીકરો જાણી છેલ બટાઊ બોલાવ્યો જવાબે નથી દેતો.

**મફતીયો**—કેમ બાપા બરાડા પાડો છો?

**ઘંટાકરણ**—બરાડા ન પાડીયે તો શું કરીએ બધા આવો છોને જાઓ છો પણ કોઇ પાણીનો લોટો દેતું નથી. ભોંગ મુવા કે તારી વહુ પાસે પાણી માગ્યું તેમાં તો છણકો કરીને ઘરમાં ગરી ગયાં.

**મફતીયો**—બાપા તમે તો મરવા પડ્યા તોય સુધર્યા નહી નાના છોકરાં વાળી શું તમારી પેઠે આખો દી નવરી બેઠી હોય કે જે માગો તે ટપ હાજર કરે? જરા ટાણું જોઇને માગતા હો તો કોણ ના પાડે છે એલી એ જરા પટેલને કહે કે પાણીનો લોટો ડોહલ મંગાવે છે.

પેઢી નજરે જોવી છે, ત્યાર પછી મરવાની વાત કરજે.

**શારદ**—(નેપથ્યમાં કેમ ખખ્ખાઇ ઘેર છે કે?

**ઘંટાકરણ**—ઓલ્યો વૈકુંઠવાસી ઉપકારનો બદલો લેવા આવ્યો લાગે છે. છોકરાઓ તમેં બધા ઘરમાં જાઓ અને પટેલ તું મારૂં માથુ દાબ્યા કર આવે તો કહેજે કે શેઠ તો અવાચક છે બોલી શકતા નથી (મોઢા ઉપર ઓઢી સુઇ જાય છે).

**શારદ**—(આવીને) કેમ શેઠ પોઢી ગયા છે?

**પટેલ**—શરીરે ઠીક નથી તેથી ઊંઘી ગયા છે.

**શારદ**—(સ્વગત) કેવો શઠ, મને જોઇ માથે ઓઢી સુઇ ગયો જાણે ઉપકારનો બદલો કાંઇ આપવો પડશે તે દિવસ કેટલી પ્રતિજ્ઞા લેવરાવી હતી તોય એનો એ રહ્યો જરાએ રંગ બદલ્યો નહી. કયાંથી બદલે કાગડો કદી હંસ થાય? પણ કંઇ ચીન્તા નહી પરમારથનાં કામમાં માન અપમાન ન ગણતાં ઉત્સાહ રાખવો.

**પટેલ**—આતો હઠ લઈને ઉભો રહ્યો મારે તે કયાં સુધી બેસી રહેવું મહારાજ હમણાં શેઠ ઉઠે તેમ નથી અવાચક થઇ ગયા છે આજ મહીનો દીવસ થયાં તાવ આવે છે.

**શારદ**—કાંઇ ચીન્તા નહી જાગવા દીઓ પછી વાત.

(બેસે છે)

**પટેલ**—આતો બેઠો ચાલ હુ તો મારે કામે લાગું. આપુડો બેસી બેસીને કંટાળી ચાલ્યો જશે. (જાય છે)

**શારદ**—(પટેલની જગ્યાએ માથું દાબવા બેસી જાય છે)

**ઘંટાકરણ**—(ધીરે ધીરે લુગડું ઉંચું કરી સામી બાજુથી જુવે છે) ખસ્યો તો ખરો (મોઢે ઓઢીને) કાં પટેલ શાંભળશ કે?

**શારદ**—શું.

**ઘંટાકરણ**—પેલી બલા ગઇ કે?

**શારદ**—બલા તો માથે વળગી છે,

**ઘંટાકરણ**—(બેઠો થઇને હેં શું ( એક બીજા સામું જુવે છે ) કોણ તમે ?

**શારદ**—હાશ્તાં, ભુલી ગયા ? તે દિવસ હદપાર થતા બચાવ્યા હતા તે તમે નહોતા કહેતા કે હું મુળ સ્થિતીમાં આવું તો તમને ન્યાલ કરી દશ્તાં.

**ઘંટાકરણ**—કોણ હું એમ કહેતો હતો ?

**શારદ**—હા.

**ઘંટાકરણ**—હશે ઘણા દીવસની વાત શી રીતે યાદ રહે ? ક્યારે આવ્યા ?

**શારદ**—તમેં માંદા પડ્યા ત્યારે .

**ઘંટાકરણ**—ક્યાંથી આવ્યા ક્યાં જાઓ છો ?

**શારદ**—વૈકુંઠથી પરબારો અહીં આવું છું.

**ઘંટાકરણ**—(દાંત કાઢીને) હેં હેં અહી તો જુઓ છોનાં અમેં તો બચ્ચરવાળ ઠર્યા પારકો પગ મુકવા જેટલી જગ્યા ન મળે.

**શારદ**—મારે જગ્યા જોતી નથી હું તો તમને વૈકુંઠમાં તેડવા આવ્યો છું, કેમ હવે હજાર વાર ભગવાનનું નામ લીયો છોના ?

**ઘંટાકરણ**—(માથું હલાવીને) અમારે તો ઘેર બેઠાં વૈકુંઠ છે. આવળ ગોવળને બચ્ચાંકચ્ચાં જોશ્તાં છું ત્યાં ચૌદ ભૂવનનું સુખ ખડું થાય છે.

**શારદ**—(સ્વગત) ભુંડે હાલે હાડ હાડ થાય છે ને પાણીનું ટીપું કોઇ પાતું નથી તોય ચૌદ ભુવનનું સુખ માને છે. (પ્રકાશ) શેઠ એ મિથ્યા સુખને વળગી રહી ભગવાનને ભુલી જવાનું નથી સાચું સુખ તો ભગવાનની ભક્તિને વૈકુંઠની પ્રાપ્તી કરવામાં રહેલું છે,

**ઘંટાકરણ**—પારકા દીકરાને જતિ કરતાં ઠીક શીખ્યા છો. ભક્તિને શક્તિ ઇ બધી આમાં રહી છે (રૂપીયાનો ઇસારો કરે છે) ઇ **અંબરીષ** જેવા નવરાનાં ધંધા છે અમારે ઘર રેઢું મુકી

વૈકુંઠમાં આવવું કેમ પોષાય? થાકયો પાકયોય હું બેઠો છું તો ઘરની હારે ઘર રહ્યું છે નહી તો કેદ્દીનુંય ફનાં થઈ જાય ફનાં સમજ્યા?

**શારદ**—(જતાં જતાં) શેઠ, તારૂં પોતાનું શરીર પણ રાખવાને શક્તિવાન નથી તો બીજું શું તું રાખી દઇશ? એ તો ભગવાન જેનું રાખશે તેનું રહેશે. મોતના મુખમાં પડયો છે છતાં મોહ જતો નથી.

(યમદુત આવી ઘંટાકરણનાં ગળામાં ઝીણી દોરીનો ફાસો ગલામાં નાખી ખેંચે છે.)

**ઘંટાકરણ**—હાય, મારો જીવ ગભરાય છે, મારી નાડીયું તુટે છે મારી જીભ ઝલાય છે અરે કોઇ આવો હું મરી જાઊં છું.

**પટેલ**--(આવીને) શું છે શું છે ઘડીમાં શું થઈ ગયું?
(ખાટલે બેસે છે)

**ઘંટાકરણ**--બસ અપાર વેદનાં.

**પટેલ**—મફતીયા, અમથુડા, દોડો દોડો તમારા બાપને કાંઇક થઈ ગયું.

**મફતીયો**
**અમથુડો** } —હેં અચાનક.

**પટેલ**—હા, અવાચક.

**મફતીયો**—બાપા કાંઇ છાનું છપનું છે?

**ચતુરાં**—(પાણી લાવીને) લીઓ પાણી પીઓ પણ તમેં કાંઇ બોલો તો ખરા? તમારી પાછળ શું કરવું?

**ઘંટાકરણ**—મારી પાછગ કુતરાને રોટલા નાખજો.

**ચતુરાં**--કેટલાં.

**ઘંટાકરણ**—પાશેર લોટનાં.

**મફતીયો**--બીજું કાંઈ ધર્માદા કરવું છે?

**ઘંટાકરણ**--એવા ઢોંગ ધતુરાં શરાદ છમછરી કાંઈ કરશોમાં ને મારી પુંજીમાંથી એક પાઇએ ઓછી કરશોમાં.

**મફતીયો**—પણ બાપા કાંઇ સંઘરો?

**ઘંટાકરણ**—[જીભનાં લોચા વાળતાં] છે છે પણ કેવાતું નથી અ અ અ મનની મનમાં રહી.

**પટેલ**—શેઠ, હવે કલ્પાંત મુકી રામ રામ કરો.

**ઘંટાકરણ**—[માથું હલાવીને] રાંડનાં તું મારૂં મોત બગાડીશ હાય, હાય, વોય, વોય, [૨] [મરણ પામે છે]

**પટેલ**—શું જોઇ રહ્યા છો? ઉપાડો ખાટલો. [ઉપાડી લઈ જાય છે.]

# અંક ૪ થો.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—[મલંગભાનું મુક્તિ મંદીર]

**પાત્રો**—મલંગભા, બૂટિઓ, ઢ.લો, **અંબરીષ**, ભક્તમંડળ, અને વિષ્ણુ.

[મલંગભા કેદાર કંકણ પેરી કડતાલ સહીત ગાય છે]

ભજન [રાગ તેં મને નેડલો લગાડયો રે.] એ રાગ.

મેં હવે કેદાર કંકણ પહેર્યું રે ભક્તિનો ભોગી,
રાજના રાજની મારે નવ જોયે ઉપાધી
મુક્તિ મદિરમા હરી ભજવા રે.—ભક્તિ.
કંચનને કામની મારે નથી કામનારે,
મોહ માયા એઠા તજવા રે.—ભક્તિ.

[**અંબરીષ** તથા ભક્ત મંડળ આવે છે અને ભજન શરૂ રહે છે]

**અંબરીષ**—વાહ, ભાઇને તો બરાબર રંગ લાગ્યો છે. પ્રભુ તમારી દયા અપાર છે. તમારી કૃપા શું નથી કરી શકતી? જળ ત્યાં સ્થળને સ્થળ ત્યાં જળ કરવાને સમર્થ છે.

**નારદ**—[કાનમાં] આ ઉપરનો દંભ જોઇ ભાઇનાં વખાણે ચડશો નહી પણ તેની આસપાસ તેનાં અંતઃકરણનો કાલો ધુમસ ઉડે છે તે મલીન તત્વપર નજર કરો, મુખ પર દંભનો ભાવ છે.

**અંબરીષ**—ભાઈ આપનો આવો મનોભાવ જોઈ બહુ પ્રસન્ન થાઉં છું પરમાત્મા આપનું શ્રેય કરે.

**મલંગ**--અહોહો ભાઇ પધાર્યા [પગમાં પડીને] ભાઇ એ બધો તમારો પ્રતાપ છે તમે કુળ દીપક થયા. તેથી ઘરમાં બધે અજવાળું થઇ ગયું. મેં તો હવે આ કેદાર કંકણ ધારણ કરી શાન્તિ બ્રહ્મનું પદ મેળવ્યું છે અને જાત્રામાં જઇ દેહ પાડવો છે.

**અંબરીષ**—એ આપનાં પુણ્યનો પ્રભાવ છે જ્યારે માણસનાં પુણ્યાનો ઉદય થાય છે ત્યારેજ તેને ઇશ્વર ભક્તિ ગમે છે.

**નારદ**—આ કેદાર કંકણ ક્યાંથી લાવ્યા ?

**મલંગ**—એ આપ જેવા સાધુ પુરૂષનો પ્રસાદ છે કેદારનાથથી આવેલા એક બાવાએ આપ્યું છે. ચમત્કારીક છે. પહેરતાંજ જ્ઞાન વૈરાગ થયેલ છે.

**બૂટિઓ**—[સામેથી આવીને] શાન્તી બ્રહ્મશ્રી ભોગ ધરવાનો સમય થયો છે.

**મલંગ**—ભલે તમેં તમારી તૈયારીમાં રહો ભાઇ આવી પહોંચ્યા છે. [ઇસારો કરે છે]

**બુટિઓ**—[ઢોલાને ગલી પાસેનો કુવો બતાવી સમજાવે છે]

**અંબરીષ**—ભાઇ મુક્તિ મંદીર તો બહુ સારૂં બનાવ્યું છે.

**મલંગ**—ઠાકોરજીની ઇચ્છાથી બન્યું છે. આપણું ધાર્યું શું થાય છે ? અહાહા હરિ હરિ હરિ હરિ હરિ.

**અંબરીષ**—ચાલો સંતો આપણે દર્શન કરીયે.

[સૌ દર્શન કરે છે.]

**મલંગ**—ચાલો આપણે ભજન કીર્તન કરતાં પ્રદક્ષણા ફરીએ.

**અંબરીષ**....હા ચાલો [ભજન ગાતા મંદિર પાછળ પ્રદક્ષણા ફરે છે. મલંગ આગળ પછી અંબરીષ નારદ અને ભક્ત મંડળ સૌ હારબંધ મળી ફરે છે એક ગલીમાંથી બીજીમાં આવે છે.]

ભજન.

**અંબરીષ**—મન મંદિરીએ મહાલો મોહનજી મન મંદિરીએ મહાલોરે
ધોઇ ધોવાઇને ધોળું થયું છે ચિદ્દ ધનજી ચટ ચાલોરે
વિધી નિષેધની રીતી ન જાણું, હું તો કીંકર છું કાલોરે
ભિતરની ભાવના ભાળો ભુધરજી પીધો મે પ્રેમરસ પ્ય લોરે

સાખી.

સર્વ સુખના મહોદધી સભર ભર્યા છો આપ
હેતે હરી હરીજન તણાં, હરો ત્રિવિધી તાપ.
વહાલી નથી વાતને વહાલી નથી જાત,
મને વિશ્વંભર તું વહાલોરે,
તારી કૃપાથી તરવું છે કૃષ્ણજી,
તજીને ઠાઠમાઠ ઠાલોરે——મન.

**બુટિઓ ઢોલો**—ગલીને મોખરે પોળીઆની માફક ઉભા ઉભા રામ—રામ કરે છે છેલો રહે તેને મોઢે ડુંચો મારી મુકિત સ્થાનનાં કુવામાં નાખી દે છે.

**વિષ્ણુ ભગવાન**—[ત્રણ **અંબરીષ**ના સંગીને કુવામાં નાખ્યા પછી પ્રગટ થઇ] લક્ષ્મીજી મારા ભકતોને કુવામાં નાખતાં જોઇ ધીરજ રહેતી નથી.

**લક્ષ્મીજી**—આપ વીચાર કરવા રહેશો તો એકે એકે ઉપાડતાં એ દુષ્ટો છેવટે નારદ અને **અંબરીષની** પણ એ સ્થિતી કરશે.

**ભગવાન**—મારા ભકતનો વાળ વાંકો કરવાને ત્રીભુવનમાં કોઇ સમર્થ નથી. મારા ભકતોને માટે હું જાતે કુવામાં પડીશ ને બચાવીશ.

**લક્ષ્મીજી**—પ્રભુ આપ સર્વ શકિતમાન છો જ્યાં જેવી જરૂર ત્યાં તેવું સ્વરૂપ ધરતા આવ્યા છો. આપની વ્યાપક સત્તા અખંડીત છે. [બન્ને અદ્રશ્ય થાય છે.]

**બુટિઓ ઢોલો**—ચોથે ફેરે સાધુને ઉપાડી કુવામાં નાખે છે પણ કુવાનું ઢાકણું ઉઘડતું નથી તેથી સાધુ ઉભો રહે છે.

**સાધુ**—રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ મલંગ ઢાકણું ઉઘાડવા મહેનત કરે છે. ભગવાન કુવામાં પડેલ ત્રણને લઇ આવતા દેખાય છે. ભગવાન પોતે અદ્રષ્ય થાય છે. ત્રણે જણ મંદીરમાં ગુપ્ત બેસે છે. [મંડળ ગાતું ગાતું આવે છે અને મલંગને બુટિઆની ધમચકડી જોઇ ઉભું રહે છે.]

**મલંગ**—હાય હાય નખોદ ગયું મામલો કળાઇ ગયો અલ્યા સાધુ સાથે ધીંગા મસ્તી કેમ કરો છો ?

**સાધુ**—તે બીચારા કાંઇ મસ્તી કરતા નથી તે તો આ શરીરને કુવામાં નાખવા પ્રયત્ન કરે છે પણ ઢાંકણું ઉઘડતું નથી તેમાં એનો શું દોષ ?

**નારદ**—વાહ વાહ મારા પ્રભુ પહોંચ્યા કે; બીજા સંતો ક્યાં ગયા ? ઓછા કેમ થઈ ગયા ?

**૨ સાધુ**—મંદિરમાંથી નીકળીને] એ પ્રભુ કૃપાએ પાછા થયા.

**નારદ**—કેમ ફેરા ફરતા બંધ રહ્યા ?

**૨ સાધુ**—ફેરા ચોરાસીના ટળ્યા.

**નારદ**—કેમ આ શુ બોલો છો ?

**૨ સાધુ**—હું ઠીક બોલું છું. મુકિત મંદીરનો મહીમા બોલું છું. [કાનમાં વાત કરે છે.]

**મલંગ**—કેમ મુનીરાજ આ સાધુએ કાંઇ ભાંગબાંગ પીધી છે કે શું?

**નારદ**—હા શાન્તિ બ્રહ્મ ! એણે ભાંગ પીધી છે.

શ્લોક.

**शान्ति ब्रह्म नम स्वर्ग्ं, नमः केदार कंकणम्,**
**मंदिर मध्ये मुकित स्थानं, नसूतो न भविष्याति**

**મલંગ**—મારે ત્યાં આવી તમે મારૂં અપમાન કરો છો ? હું મારી આબરૂનો જવાબ માગીશ. દુર્જનો, તમારી ચંડાળ ચોકડીને હું પહેલેથીજ જાણતો હતો કે તે કોઇનાં ગુણ દેખી શકે તેમ નથી.

**નારદ**—સત્ય છે, શાંતિબ્રહ્મ સત્ય છે, દુર્જન સજ્જનના ગુણ ક્યાંથી દેખી શકે? (સર્વે જાય છે)

**મલંગ**—(બૂટિઆને પાટુ મારી) હરામ ખોર, તેં બધો તાલ બગાડયો મારૂં ધર્યું સોનું ધુળ મેળવ્યું.

**બૂટીઓ**—બાપુ મારો વાંક નથી આ કુવાનું બારણું બંધ થઇ ગયું.

**મલંગ**—(મારીને) પેલી અજમાયશ કેમ ન કરી?

**બૂટિઓ**—અજમાયશને બદલે ત્રણને તો સ્વધામ પોંચાડી દીધા પણ ચોથેથી અટકયું.

**મલંગ**—કારણ?

**બૂટિઓ**—કોણ જાણે અચાનક કુવાનું બારણુંજ બંધ થઈ ગયું.

**મલંગ**—જોઉં [બારણું ઉઘાડે છે તો તરત ઉઘડે છે બૂટિઆને મારીને] લે આતો તરત ઉઘડયું આટલુંય નોતું આવડતું? રંડ મુખા.

**બૂટીઓ**—બાપુ બધુંય કરી જોયું હતું.

**મલંગ**—હજી જુઠું બોલે છે, (કુવામાં જોઈ આમાં તારા કાકા કયાં છે?)

**બૂટીઓ**—ત્રણને એમાં નાખ્યા છે.

**મલંગ**—[કાન પકડીને] નાખ્યાં હોય તો જાય કયાં? આંખ ઉઘાડી જોને.

**બૂટીઓ**—એલા ઢોલા બોલને આપણે નાખ્યા છે કે નહી?

**ઢોલો**—હા બાપુ મોઢે સુંગો દઇને નાખ્યા છે.

**મલંગ**—તમે બંન્ને જુઠા છો આજ તમારૂં આવી બન્યું છે [બૂટિઆનો હાથ પકડી ખેંચાખેંચ કરે છે.]

**બૂટીઓ**—બાપુ રહેવા દીઓ હો આમાંથી ભુંડી થવાની છે.

**મલંગ**—ભુંડી થાવી છે, [બાઝે છે] બૂટિઓ મલંગને ઉપાડી કુવામાં નાખી દે છે.

ઢોલો--અલ્યા ભુંડું કર્યું તપાસ થાશે ત્યારે માર્યો જઈશ.
બુટીઓ--તું સાક્ષી હઈશ તો હું માર્યો જઈશનાં? [તેને પણ પકડીને કુવામાં નાખી દે છે] લે તુંય લેતો જા. (ભગવાન પ્રગટ થઈ બૂટિઆને પણ કુવામાં નાખી દે છે. તુંય લેતો જા ખાડો ખોદે તે પડે.)



# અંક ૪થો.

## પ્રવેશ ૧મો.

સ્થળ--સુકેશીનો મહેલ.

પાત્રો—સુકેશી, દાસી, અને પ્રેતરૂપે મલંગ.

સુકેશી—(પ્રવેશ કરતાં) ગાયન.

લીલા વનની મૃગલી તરસી, પીવા મૃગજળ દોડી,
આશા ભરી મરી ખાર ભૂમીમાં, તન તાપમાં છોડી.
નાથ નાવડું અધવચ ભાંગ્યું, દુઃખ દરિએ ડુબાડી.
હાય પતિ જતાં ગતિ શી મારી, ફના થઇ તનવાડી.

દાસી—પ્રભુ ભજી સજી ઢાલ ધીરજની, દુઃખ વીસરવા બારી.
સુકેશી—હશે પૂર્વના કે આ ભવનાં, પાપ ભોગવવા વારારે.

દાસી જોતો ખરી પૂર્ણાનંદ જોશી આવ્યા છે? હવે મારા મનને કયારે શાંતિ થશે? (દાસી તેડવા જાય છે પાડો દેખાય છે. અરે આ શું! જનાનામાં પાડો કયાંથી? (પાડો ગુમ થઇ ઘોડો દેખાય છે. ઘોડો ગુમ થઇ સિંહ દેખાય છે. બકરૂં બોલતું નીકળે છે.) હાય મારી છાતી ફાટી જાય છે. દાસી આ શું ચેટક, (ભડકો થઈ બકરૂં ગુમ થઇ જાય છે ને ઉંટ નીકળી ચાલ્યો જાય છે.)

**દાસી**—હાય, હાય, આતો બકરૂં કાઢતાં ઊંટ પેઠું (સુકેશી પડી જાય છે દાસી આંખો દબાવે છે) બાઇ ધીરજ રાખો. મનસા ભુત અને શંકા ડાકણ.

**સુકેશી**—(ચમકીને) હાય, હું મરૂં છું હાય આતો જરૂર ભુતાવળ.

**દાસી**—બાઇ રાડો પાડોમાં હુંય થડકી મરૂં છું. (ગધેડું ભુંકતું નીકળી ચકર ફરવા માંડે છે. મોઢા આગળ સુકેશી પાછળ ગધેડું ગોળાકાર ફરી ચાલ્યા જાય છે પછી ભડકો થઇ ઉડી જાય છે.)

**દાસી ૨જી**—બાઇ પૂર્ણાનંદ જોશી આવ્યા છે.

(પૂર્ણાનંદ છોકરા સહીત આવે છે.)

**સુકેસી**—પધારો જોશીરાજ પગે લાગું છું.

**પુર્ણાનંદ**—આશિરવાદ બાઇ શું પ્રશ્ન છે?

**સુકેશી**—પક્ષ તો એ છે જે તમારા રાજા ગુજરી ગયા પછી આ શરીરે ઠીક રહેતું નથી અને મન આખો દીવસ બળ્યા કરે છે. કયાંય ચેન પડતું નથી. મગજ ભમ્યા કરે છે ચીત્ર વિચીત્ર ભયંકર સ્વપ્ના આવ્યા કરે છે અને છાતી ફાટી જાય તેવા બનાવ નજરે પડે છે.

(પૂર્ણાનંદ ટીપણું કાઢી જુએ છે.)

**છોકરો**—કાકા બાઇની કુંભ રાશી કે ? (વેઢા ગણી) અંગારક યોગ છે. પૃથ્વી રૂપી લગ્ને રાહુ અને ભેગો મંગળ છે બાપા મગજમાં ગરમી છે.

**પૂર્ણાનંદ**—(સ્વગત) સાંભળ માણસ જોઇ વાત કરીયે. (પ્રકાશ) બાઇ ગ્રહ પીડા તો છે. પણ આ કુંભ સંક્રાંતિનાં વીશ દિવસ ગયા પછી જરૂર શાંતિ થઇ જશે. કેમકે હાલ સુર્યની દિન-દશા ચાલે છે. વળી શરીર ભુવનમાં સુર્ય ભેગા પૃથ્વી રૂપી રાહુ અને મંગળ છે. સાતમે શનિ છે. એટલે બધા પાપ ગ્રહ સામા આવીને બેઠા છે. માટે તમોગુણની વૃદ્ધિ કરે ને દુઃખનું ભાન કરાવે.

છોકરો—કાકા અતીશય ગરમી થવાથી અંગમાં અગન ઉઠે ખરૂં ?

દાસી—હેં ગોર કાંઈ પિત્રીદોષ હશે ?

પૂર્ણાનંદ—પિત્રીદોષ ગણો કે ગ્રહ પીડા ગણો જે કહો તે. પાપ અને પુણ્ય એ એના ફળ રૂપ સુખ દુઃખની પ્રાપ્તિ છે. પિત્રીઓ પ્રત્યે જે આપણો ધર્મ યાને કર્તવ્ય છે તે શ્રાદ્ધ સંવત્સરી ઈત્યાદીક ન કરીયે તો તેઓની ઉચ્ચ ગતિ ન થાય. અને જીવ વાસનાને લીધે પ્રેત રૂપે આપણી આસપાસ અદ્રશ્ય વાયુ રૂપે ફર્યા કરે.

છોકરો—ભૂતયોની શાસ્ત્રમાં લખી છે કેમ બાપા.

પૂર્ણાનંદ—(હાથ દાબીને) સાંભળ સમો-ભણુ જે જીવ પોતાના પુણ્યથી ભવસાગર તરી શકે છે તેને બીજાના ટેકાની જરૂર નથી. પણ જેઓ પાપાચરણ કરતાં કરતાં ગુજરી ગયા હોય છે તેઓનીજ અધમ ગતિ થાય છે.

સુકેશી—જોશી મહારાજ તમારા બોલ તો વિધાત્રીના આંકડા છે એમજ બન્યું છે.

છોકરો—અમે તો સાચુંજ બોલવાના અસત્ય વાદીને વિદ્યા ફળતી નથી.

પૂર્ણાનંદ—બાઈ ક્ષમા કરજો પણ મલંગબાની સદ્‌ગતિ થઈ જણાતી નથી.

છોકરો—કુવામાં પડી મરી ગયા એની સદ્‌ગતિ કયાંથી થાય ?

સુકેશી—તેનો કાંઈ ઉપાય ?

પૂર્ણાનંદ—ઉપાય અનેક છે. જ્યાં અજવાળું થયું ત્યાં અંધારૂં રહેતું નથી. તેમ જ્યાં પુણ્ય ત્યાં પાપ ટકતું નથી.

છોકરો—હા પૂણ્યે પાપ ઠેલાય મોટીબા (સ્વગત) બાપા દક્ષિણાનું પહેલું કરજો. સ્વાર્થ સર્યો ને વૈદડો વેરી.

પુર્ણાનંદ—(હાથ દાબીને) સાંભળ સમો-ભણુ બાઇ હું આજથી રૂદ્રાભિષેક મૃત્યુંજય ઈત્યાદિ કરવા બ્રાહ્મણને બેસાડું છું. ને તમે

પણ એકાંતે બેશી ઇશ્વર પ્રાર્થના કરી તમારા પતિની સદ્ગતિ ઇચ્છજો એટલે પંદર દિવસમાં શાંતિ.

**છોકરો**—ત્યાં ચંદ્રમાની દશા પણ બેસશે.

**સુકેશી**—બહુ સારૂં હું તે પ્રમાણે કરીશ. જા દાસી જોશીને બધી સગવડ કરી દે.

**પુર્ણાનંદ**—[જતાં] આયુષ્યમતી ભવ.

**છોકરો**—પુત્રવતી ભવ.

**પુર્ણાનંદ**....ચૂપ વિધવાને એવો આશિર્વાદ હોય નહિ.[ જાય છે]

**દાસી**....બાઇ ભોજનની તૈયારી છે.

**સુકેશી**....[જતાં જતાં] હા ચાલો અટાણે તો મારૂં ખાધું પીધું ને સુવું બધું ધુળ થઇ ગયું છે. હે ઇશ્વર તું રાખે તેમ રહેવું.

ગાયન.

દુઃખણી સુકેશી શીદ જીવે
મુજ પતિ અવગતિ હાય હાય આ, કયાંલગી દુઃખ સ્હેવાશે.
તજ ઝટપટ જીવ આ તન આશા, નજરે આવું નીરખતાં—શીદ.



# અંક ૪થો.

## પ્રવેશ ૬ઠો.

**સ્થળ**—નાભાગ રાજાનો દરબાર.

**પાત્રો**—નાભાગ, મહારાણી, **અંબરીષ**, નારદ, દરબારીઓ વિગેરે.

**નાભાગ**—[નાભાગ મહારાજા અને રાણી શ્વેત ખાદીના વસ્ત્ર પહેરી વનવાસ જવા તૈયાર થઇ રાજ્યાસન પાસે ઉભા છે.] વત્સ **અંબરીષ**, આ રાજ્ય તારા નશીબનું છે. અને તે તું ન્યાય નિતિયુકત ચલાવવાને સર્વે રીતે લાયક છો એટલુંજ નહિ પણ તારા ઉંચ સદગુણો એવા છે કે હું તારો પિતા છતાં તને બોધ દેવાને લાયક નથી તોપણ મારા લાંબા કાળના અનુભવથી

મેળવેલા બે મંત્ર રૂપ શબ્દો તને કહી હું મારે માર્ગે સીધાવું છું. કુંવર ખૂબ ધ્યાનમાં રાખજો કે જો તમેં તમારી સંપતિ અને સુખના વખતમાં તમારા આશ્રીત જનોને ધનથી પોષી પ્રેમ અને વિશ્વાસ રાખી પોતાનાં કર્યા હશે તોજ તે તમારી વિપત્તિ અને દુઃખના વખતમાં તમારા દાસ થઈ પોતાનાં માથાં આપવાને તૈયાર થશે. પણ તેથી ઉલટુંજ તમારા સારા વખતમાં તેને સંતાપી અસંતુષ્ટ કર્યા હશે તો તેઓ તમારી વિપત્તિની વેળાએ એક મોટામાં મોટા શત્રુનું કામ કરી તમારૂં પોતાનુંજ માથું કાપવાને તૈયાર થશે.

**અંબરીષ**—પિતાજી, મારા સર્વે વ્યવહારો શ્રી કૃષ્ણ પરમાત્માને આધીન છે તે દયાળુ પ્રભુ પોતાનાં આશ્રયે રહેલાનું કદી અહિત થવા દેતા નથી. પણ આપને મારી વિનંતી છે કે આપ વનમાં નહીં જતાં અહી એકાન્ત સ્થળમાં બેઠા ઇશ્વર સ્મરણ કરો અને મને આપની સેવા કરવાનો અવસર આપો.

**નાભાગ**—કુંવર આ વખતે તમેં મારો નીશ્ચય નહી ડગાવો સંસાર વહેવારની ધુંસરી ખેંચી ખેંચી હવે મારૂં કાંધ પાકી ગયું છે વળી મલંગભાના મરણથી મારા અંતરને જે કારી જખમ લાગ્યો છે તે વનમાં ગયા વિના કદી રૂઝાવાનો નથી.

**નારદ**—**અંબરીષ**, તમારા પિતાને આ વખતે દ્રઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. માટે હઠ નહીં કરતાં આજ્ઞાને આધીન થાઓ.

**અંબરીષ**—(નમીને) આધીન છું.

**નાભાગ**—બસ હવે મને સંતોષ થયો. લે આ રાજ્ય મુગટ ધારણ કરી મને રાજ્યની ઉપાધીમાંથી મુક્ત કર. (પહેરાવે છે)

**મહારાણી**—(ચાંદલો કરીને) **અંબરીષ** તમે સદા સુખી રહો. અને તમારા પિતાની કીર્તિને અવીચળ રાખો આજ સુધી મારાથી જાણે અજાણે કાંઇપણ કઠોર વચન બોલાણા હોય તો આ વનવાસી માતાનો દોષ ભુલી જજો. મેં ઘણીવાર તમારી

પણ એકાંતે બેશી ઇશ્વર પ્રાર્થના કરી તમારા પતિની સદ્ગતિ ઇચ્છજો એટલે પંદર દિવસમાં શાંતિ.

**છોકરો**—ત્યાં ચંદ્રમાની દશા પણ બેસશે.

**સુકેશી**—બહુ સારૂં હું તે પ્રમાણે કરીશ. જા દાસી જોશીને બધી સગવડ કરી દે.

**પુર્ણાનંદ**--[જતાં] આયુષ્યમતી ભવ.

**છોકરો**—પુત્રવતી ભવ.

**પુર્ણાનંદ**....ચૂપ વિધવાને એવો આશિર્વાદ હોય નહિ.[ જાય છે]

**દાસી**....બાઇ ભોજનની તૈયારી છે.

**સુકેશી**....[જતાં જતાં] હા ચાલો અટાણે તો મારૂં ખાધું પીધું ને સુવું બધું ધુળ થઇ ગયું છે. હે ઇશ્વિર તું રાખે તેમ રહેવું.

ગાયન.

દુઃખણી સુકેશી શીદ જીવે
મુજ પતિ અવગતિ હાય હાય આ, કયાંલગી દુઃખ સ્હેવાશે.
તજ ઝટપટ જીવ આ તન આશા, નજરે આવું નીરખતાં—શીદ.



# અંક ૪થો.

## પ્રવેશ ૧ ઠો.

**સ્થળ**---નાભાગ રાજાનો દરબાર.

**પાત્રો**—નાભાગ, મહારાણી, **અંબરીષ**, નારદ, દરબારીઓ વિગેરે.

**નાભાગ**--[નાભાગ મહારાજા અને રાણી શ્વેત ખાદીના વસ્ત્ર પહેરી વનવાસ જવા તૈયાર થઇ રાજ્યાસન પાસે ઉભા છે.] વત્સ **અંબરીષ**, આ રાજ્ય તારા નશીબનું છે. અને તે તું ન્યાય નિતિયુકત ચલાવવાને સર્વ રીતે લાયક છો એટલુંજ નહિ પણ તારા ઉંચ સદગુણો એવા છે કે હું તારો પિતા છતાં તને બોધ દેવાને લાયક નથી તોપણ મારા લાંબા કાળના અનુભવથી

મેળવેલા બે મંત્ર રૂપ શબ્દો તને કહી હું મારે માર્ગે સીધાવું છું. કુંવર ખૂબ ધ્યાનમાં રાખજો કે જો તમેં તમારી સંપતિ અને સુખના વખતમાં તમારા આશ્રીત જનોને ધનથી પોષી પ્રેમ અને વિશ્વાસ રાખી પોતાનાં કર્યા હશે તોજ તે તમારી વિપત્તિ અને દુઃખના વખતમાં તમારા દાસ થઈ પોતાનાં માથાં આપવાને તૈયાર થશે. પણ તેથી ઉલટુંજ તમારા સારા વખતમાં તેને સંતાપી અસંતુષ્ટ કર્યા હશે તો તેઓ તમારી વિપત્તિની વેળાએ એક મોટામાં મોટા શત્રુનું કામ કરી તમારૂં પોતાનુંજ માથું કાપવાને તૈયાર થશે.

**અંબરીષ**—પિતાજી, મારા સર્વ વ્યવહારો શ્રી કૃષ્ણ પરમાત્માને આધીન છે તે દયાળુ પ્રભુ પોતાનાં આશ્રયે રહેલાનું કદી અહિત થવા દેતા નથી. પણ આપને મારી વિનંતી છે કે આપ વનમાં નહીં જતાં અહી એકાન્ત સ્થળમાં બેઠા ઇશ્વર સ્મરણ કરો અને મને આપની સેવા કરવાનો અવસર આપો.

**નાભાગ**—કુંવર આ વખતે તમેં મારો નીશ્ચય નહી ડગાવો સંસાર વહેવારની ધુંસરી ખેંચી ખેંચી હવે મારૂં કાંધ પાકી ગયું છે વળી મલંગભાના મરણથી મારા અંતરને જે કારી જખમ લાગ્યો છે તે વનમાં ગયા વિના કદી રૂઝાવાનો નથી.

**નારદ**—**અંબરીષ**, તમારા પિતાને આ વખતે દ્રઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. માટે હઠ નહીં કરતાં આજ્ઞાને આધીન થાઓ.

**અંબરીષ**—(નમીને) આધીન છું.

**નાભાગ**—બસ હવે મને સંતોષ થયો. લે આ રાજ્ય મુગટ ધારણ કરી મને રાજ્યની ઉપાધીમાંથી મુકત કર. (પહેરાવે છે)

**મહારાણી**—(ચાંદલો કરીને) **અંબરીષ** તમે સદા સુખી રહો. અને તમારા પિતાની કીર્તિને અવીચળ રાખો આજ સુધી મારાથી જાણે અજાણે કાંઇપણ કઠોર વચન બોલાણા હોય તો આ વનવાસી માતાનો દોષ ભુલી જજો. મેં ઘણીવાર તમારી

અને મલંગભાની વચ્ચે અંતર ગણી પક્ષપાત કર્યો છે એ દોષરૂપ પાપ મારા મનને અત્યારે બહુ દુઃખ આપે છે. (આંખમાંથી આંસુ પડે છે.)

**અંબરીષ**—(આંસુ લુઇને) ભોળાં માજી તમે જેવા સફેદ ખાદીનાં વસ્ત્ર પહેર્યાં છે તેવુંજ તમારૂં હૃદય શ્વેત સાત્વીક પ્રેમ ભાવથી ભરેલું મેં અનુભવ્યું છે. મને આપે જનેતાની ખામી જરાયે જણાવા દીધી નથી.

**નાભાગ**—બસ રાણી ચાલો હવે મારા મનને સંપુર્ણ સંતોષ થયો છે. (જતાં જતાં) અહાહા આ સંસારમાં મમત્વથી પોતાનાં માનેલા પદાર્થો જ્યારે પોતાને તજીને ચાલ્યા જાય છે ત્યારે મનને અપાર દુઃખ થાય છે. પણ તેજ પદાર્થો જો પોતાને હાથે કરીને બીજાને આપી દીધા હોય તો તે ઉલટા સુખરૂપ થઈ સંતોષ કારણ થઈ પડે છે. (જાય છે.)

**અંબરીષ**—(રાજગાદીપર બેઠા પછી) જે રાજગાદીને દુઃખનું કારણ ગણી મારા પીતાયે ત્યાગ કર્યો તેનેજ હું સુખનું કારણ ગણી અંગીકાર કરૂં છું. એ મારી કેવી મુર્ખાઈ?

**નારદ**—(સ્વગત) આને હજી એક યુકતીસર ઉપદેશ દેવાની જરૂર છે (પ્રકાશ) **અંબરીષ** તમને રાજ ન ગમતું હોય તો કોઈ સુપાત્ર બ્રાહ્મણને દાનમાં આપી દીઓ.

**અંબરીષ**—આપ સદ્ ગુરૂની આજ્ઞા હોય તો મારે એમજ કરવું યોગ્ય છે. (ઉભા થઇને) હું મારા મનમાં શુદ્ધ સંકલ્પથી આ રાજ્ય લક્ષ્મી અને સર્વ વૈભવના પદાર્થો મારા અનુપમ સદ્ગુરૂ શ્રી મુનિરાજ નારદ મુનિને શ્રી કૃષ્ણાર્પણ કરીને દાનમાં આપું છું.

**નારદ**—હં હં **અંબરીષ** આશું ! એતો મેં સ્હેજ કહ્યું હતું અમે વિરક્ત બ્રાહ્મણ રાજને શું કરીએ ?

**અંબરીષ**—[રાજ્યાસનથી દુર ઉભા રહી] આપની ઈચ્છામાં આવે તેમ કરો. હું તો આપને આપી ચૂકયો.

**પૂર્ણાનંદ**—ભેળા ભેળો પ્રધાનપદનો સંકલ્પ આ મિત્ર માટે કર્યો હતે તો ઉપકાર થાત.

**અંબરીષ**—(હાથમાં મુગટ રાખી) એ હવે મુનીરાજની સત્તાનું કામ છે.

**પુર્ણાનંદ**—મુનિરાજની સત્તામાં તો ધોળે દહાડે દિવા કરશું. મુનિરાજ શું વિચાર કરો છો? સૂર્ય ચંદ્રને પૃથ્વી સૌ ચલીત થાય છે પણ સંત પુરૂષનું વચન કદી ચલીત થતું નથી માટે પહેરીલ્યો મુગટ.

**નારદ**—(હશીને) બહુ સારૂં લાવો તમારી શ્રદ્ધા ને આગ્રહ છે તો હું ધારણ કરૂં છું (ધારણ કરી આસનપર બેસે છે.)

**પૂર્ણાનંદ**—(નેકી પોકારે છે) પાખંડ ખંડન સનાતન ધર્મ મંડન મહારાજા ધિરાજ બ્રહ્મર્ષિ નારદ મુનિને ઘણી ખમ્માં આજુસે બાજુસે નિગા-રખો મહેરબાનહ.

**નારદ**—(અંબરીષને) તમારે હવે મહારાહ દરબારમાં ઉભા રહેવાનો શો હક છે.

**અંબરીષ**—કાંઇ હક નથી આ ચાલ્યો. (જવા માંડે છે)

**નારદ**—ઉભો રહે.

**અંબરીષ**—નહી કૃપાનાથ હવે મને અરણ્યમાં જવાદો.

**નારદ**—(સ્વગત) ખરે ખરો અડગ (પ્રકાશ) હું તને રાજા તરીકે આજ્ઞા કરૂં છું કે ઉભો રહે (ભક્ત ઉભો રહે) આંહી આવ (આવે છે) જો હું તારો ગુરૂ અને આ દેશનો રાજા એટલે બન્ને રીતે તું મારી આજ્ઞા પાળવાને બંધાયેલો છું.

**અંબરીષ**—જી હા.

**નારદ**—આવ ત્યારે આ મુગટ ધારણ કરી મારા પ્રતિનીધી તરીકે આ મારૂં રાજ્ય ચલાવ.

**અંબરીષ**—કૃપાનાથ.

**નારદ**—ચૂપ મુંગે મોઢે મારી આજ્ઞા પાળવાને બંધાયેલો છે.

**અંબરીષ**—પણ એકવાર દાનમાં આપેલું પાછું લેવું?

**નારદ**—હું તને કયાં પાછું આપું છું? માત્ર મારી વતી ચલાવવાનું કહું છું.

**અંબરીષ**—(મુગટ ધારણ કરી) જેવી આપની આજ્ઞા આપની વતી ચલાવીશ.

**નારદ**—(મુગટ પહેરાવી ઉભા થઇ) **અંબરીષ** જ્ઞાનીને અજ્ઞાનીમાં આટલોજ અંતર છે તું મારી વતી રાજ્ય ચલાવીશ એટલે તને હુંપદનું અભિમાન ઉત્પન્ન થશે નહી એટલે હુંપદના અભિમાન વિના હર્ષ અને શોક કયાંથી સંભવે?
માટે લાભ, હાની, યશ, અને અપયશ એ સર્વ મને અર્પણ કરી તું નીર્મોહ પણે રહી તું મારી વતી આ રાજ્ય નૌકા ચલાવીશ એમાં તને લેશ માત્ર બંધન કે દુઃખ થવાનું નથી.

**અંબરીષ**—(વારાંગનાઓને) ગુરૂશ્રીની પ્રસન્નતા મેળવો.

**વારાંગનાઓ**—નાચ સહીત ગાયન.

(હાંરે સૈયાં જોબન હોગા દિવાના એ રાહ.)

હાંરે સખી દેહાભિમાન સું કરીએ—હાંહાંરે સખી (૨)
પવન છે હાલન, પવન છે ચાલન,
પવન જીવન વિણ મરીએ—હાંહાંરે સખી (૨)
પવનનો પ્રેક્ષક, મસ્તક કે રક્ષક,
ધ્યાન તે ધણીનું ધરીએ—હાંહાંરે સખી (૨)
બિમ્બેશ કારણ, જીવ પ્રતિબિમ્બ,
સમજી ગુરૂથી તરીએ-હાંહાંરે સખી દેહાભિમાન શું કરીએ.(૨)

ચોથો અંક સંપૂર્ણ.

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સુકેશીના મહેલનો આગલો ભાગ.

**પાત્રો**—પ્રેત રૂપે મલંગ, દાસીઓ, કમળા, **અંબરીષ**, સુકેશી.

ગાયન.

**મલંગ**—હું દુઃખી અતિ થયોરે થઇ અવગતિ હાયરે,
થાય લાયરે મનમહિ, મારા આ શીરે વિપતિ.
સુકેશીને સુખી હું જોઇ ન શકું,
આગ દઇ હમણાં એને હું કરૂં ભમતી—હું દુઃખી

(સુકેશીનો મહેલ મલંગ પ્રેત રૂપે સળગાવે છે. ચોકીદારો શંખ, અને ભુંગળ ફુંકે છે માણસો દોડાદોડ કરે છે બળતા મહેલમાંથી દાસીયો આગ લાગી, આગ લાગી, બોલતી નીકળે છે.)

**૧ રતની**—હાય હાય મારો છોકરો રહી ગયો.

**૨ દાસી**—હાય માંડ બચી છું.

**૩ દાસી**—અલી રતની દાગીનાની પેટી હાથ લાગી છે ?

**રતની** હુંતો મારા છોકરાને સુતો મુકી ભુલી ગઇ ત્યાં દાગીનાની કયાં વાત કરૂં ?

**૧ દાસી**—બાઇ હું તો મારૂં કાંઇ લઇ શકી નહી.

**કમળા**—(પોતાના મહેલમાંથી આવીન) અરે તમે સૌ વાતે ચડયા છો પણ સુકેશી બ્હેન કયાં છે ?

**રતની**—હાય હાય ઈતો પલંગમાં પોઢી ગયા છે

**દાસી** -અરર આતો વાસીદામાં સાંબેલું ગયું એવું થયું.

**કમળા**—શું તમે તેને સુતાં મુકીને આવ્યા છો? ધિક્કાર છે તમને; તમારામાં સાચો પ્રેમજ નથી સ્વામી ભકિતનો લેશમાત્ર અંશ નથી. (અંદર દોડી જાય છે.)

**રતની**— હં હં બાઇ સાહસ થાય છે.

**કુમળા**—(જાતાં) જય પ્રભુ (બળતા મહેલની અંદર જાય છે.)

**અંબરીષ**—(પ્રવેશ કરીને) રતની, ભાભી ક્યાં છે ?

**રતની**—એતો મહેલમાં રહ્યા પણ કમળાબા પણ સાથે ગયાં.

**અંબરીષ**—(આશ્ચર્યથી) હે શું તેને લેવાને ગયાં ?

**રતની**—હા હમણાંજ દોડી ગયા.

**અંબરીષ**—ધન્ય છે કુલીન આર્ય વિરાંગના તુંને ધન્ય છે; જેની દ્રષ્ટીમાં હરિમય જગત છે તેને અગ્નિ પણ ઇશ્વર રૂપ દેખાય છે અગ્નીથી તપાવેલા સ્થંભપર પ્રલ્હાદને ચાલતી કીડી બતાવી નિર્ભય કરનાર, સળગતા નિભાડામાંથી બીલાડીનાં બચ્ચાંઓને બચાવનાર શ્રી હરિ એનું રક્ષણ કરશે.

ગાયન.

શું કહું શ્યામરે (૨) વહાલા તું દયાળુ પૂર્ણ કામ છે—શું કહું.
મંજારી બાળ ઉગાર્યા, પાણીમાં પથ્થર તાર્યા,
તે રક્ષક તું શ્રી રામરે—શું કહું.
અગ્નિમાં શક્તિ તારી મહેનત શું થાતાં વારી,
હરિજન દુઃખ હરવા તારૂં કામ છે—શું કહું.

(સ્મરણ કરતાં એકદમ વરસાદ ગાજ વિજ સાથે થાય છે. મહેલની આગ શાન્ત થાય છે કમળા અંદરથી સુકેશીને લઇને આવે છે.)

**અંબરીષ**—ભાભી, ગભરાસો નહી. ઇશ્વરે તમને બચાવ્યાં છે.

**સુકેશી**—કોણ અંબરીષ ભા ! તમેં મને મરતી બચાવી ?

**અંબરીષ**—ભગવાને બચાવ્યાં, સ્વસ્થ થઓ.

**રતની**—કમળાબા તો તમોને બચાવવા આવતાંવેંત આગમાં દોડી ગયાં. ભક્તરાજે ભગવાનનું સ્મરણ કરી મોસમ વીના મેઘ વરસાવ્યો.

**સુકેશી**—(નમીને) બેન તમે તો હદ વાળી ધન્ય છે; તમારી સુજનતાને. આ પાપણીને બચાવવાનું પેલું પૂણ્ય તમને છે.

(રોતાં પગમાં પડી) અરેરે મેં પાપણીયે તમારા ઉપર કરવામાં કાંઈ બાકી નથી રાખી, મેં મારા દુષ્ટ સ્વભાવને લીધે તમારા જેવા ભક્તજન ઉપર અનેક કાવતરાં કર્યાં છે તેનો બદલો આમ ઉપકારથી વાળનાર તમો દંપત્તિને ધન્ય છે.

**કુમળા**—(હાથ ઝાલી ઉઠાડીને) બેન આટાણે કાંઇ પણ બોલો તો તમોને મારા સોગન છે. (પાડો રણકતો રણકતો આવે છે)

**સુકેશી**—અરેરે આ ચેટક તો મારી પાસેથી ખસતુંજ નથી.

**અંબરીષ**—અરે આ વખતે આ પાડો કયાંથી? (મલંગ ગધેડું થઇને ભુંકે છે. પાડો અદ્રસ્ય થાય છે.)

**અંબરીષ**—અરે આતો કાંઇ ભૂત પ્રેત લગે છે.

**સુકેશી**—હા એમજ છે. આજ કેટલાક દિવસ થયાં આમ દેખાવ આપી મને વારંવાર બીવરાવે છે.

**કુમળા**—આગ લાગવામાં એ કારણ તો નહિ હોય?

**અંબરીષ**—ભગવાન જાણે, ભુતયોની શાસ્ત્રમાં લખે છે તે કાંઈ ખોટું નથી. એને હું બોલાવીને જોઉં. (પાણી છાંટી) જય હરિ જય શ્રીકૃષ્ણ અરે પ્રેત વાચાયુક્ત થઇને બોલ કે તું કોણ છે? શા કારણથી આંહી પંશુ થઈ ફર્યા કરે છે?

**મલંગ**—(ગધેડું અદ્રશ્ય થઇ પ્રેત સ્વરૂપે) હે ભાઇ **અંબરીષ,** મેં તમારો ઘણોજ દ્રોહ કર્યો છે. તમો દંપતિને મેં છળ પ્રપંચ કપટ કરી અનેક દુઃખ દીધાં છે હું અઘોર પાપી અસદ્‌ગતીને પામ્યો છું. મારા ચિતને કયાંઇ ચેન પડતું નથી તમેં મારો ઉદ્ધાર કરો.

**અંબરીષ**—(સખેદ) હરિ હરિ મારા બંધુની આ ગતી! ભાઇ તમારી સ્થિતી સાંભળી મારૂં હ્રદય ફાટી જાય છે. કરૂણા સાગર શ્રી કૃષ્ણ પરમાત્મા તમારૂં કલ્યાણ કરો.

સાખી.

એક ચિત્તે એકજ ઘડી, મેં કીધો સતસંગ<br>
તે ફળ અરપું ભાઇને, થજો અસદ્‌ગતિ ભંગ.

[મલંગ દીવ્ય દેહે વૈમાનમાં બેસી ચંદ્ર લોકમાં જાય છે.]

**મલંગ**—[જતાં જતાં]

ગીતી.

ગતિ મળી છે મુજને પિત્રી લોકે પ્રયાણ કરવાની
તાર્યો છે તેં વીરા, હીરા રૂપનું ખરો ભકત જ્ઞાની.

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—ઘંટાકરણના ઘર પાસેનો ચોક.

**પાત્રો**—ચીમન, નારદ, શારદ અને શ્વાન રૂપે ઘંટાકરણ.

**ચીમન**—[કુતરા અવતારે ઘંટાકરણ ઉપર બેઠોલો પ્રવેશ કરે છે.]

ગાયન.

ચાલ ચાલરે મારા ભસ ભસિઆ,
તારી કુત્તાના ચાલ, ભુંડને મળતી
વાંકી પુંછડી, સીધી નથી વળતી—ચાલ ચાલરે.
તારો કઠોર બોલ, તારા તાંત્રિયા । તોલ,
કોલ આપરે વાલા વસ વસિઆ—ચાલ ચાલરે.

[નારદ તથા શારદનું આવવું]

**શારદ**—ગુરૂજી આ જોયું? છોકરો ઘોડો કુદાવે છે.

**નારદ**—હા જોયું. પણ આ કુતરો કોણ છે? એને ઓળખ્યો?

**શારદ**—જી ના.

**નારદ**—જરા એકાગ્ર વૃત્તિથી જો, એજ તારો ભાઈબંધ ઘંટાકરણ અતિ તૃષ્ણાને લીધે કુટુંબનો કુતરો થઈ જનમ્યો છે.

**શારદ**—અરર ગજબ થયો!

**નારદ**—એમાં ગજબ શાનો? એતો સ્વભાવિક છે, મરણ કાળે જેવી મતી તેવી ગતિ.

**શારદ**—કૃપા કરી એ બિચારાની સદ્‌ગતિ કરવી જોઇએ, હવે તો હદ થઇ છે.

**નારદ**—ભલે તારી ઇચ્છા હોય તો તેમ કરીએ [પાસે જઇ માથે હાથ ફેરવી] ભજ ગોવિંદમ ભજ ગોવિંદમ મુંઢ મતે. [ઘંટાકરણ કાન ફફડાવે છે ને રૂવે છે.]

**નારદ**—જોયો, પૂર્વ સંસ્કાર?

**શારદ**—[કુતરાને] મુર્ખા હવે પશ્ચાતાપ કરવો શું કામનો? મનુષ્ય અવતાર વૃથા ગુમાવ્યો.

**નારદ**—છોકરા આ કુતરો મને આપીશ?

**ચીમન**—ના ભા મારા નવા બાપા મારી નાખે.

**શારદ**—[હશીને] અલ્યા નવા બાપા વળી કોણ છે?

**ચીમન**—મારા મફતીઆ બાપા મરી ગયા પછે મારી બાયે બિહારીપ્રસાદને નવા બાપા કર્યા છે.

**નારદ**—નખોદ વાળ્યું, શારદ સાંભળ્યું કે? નવા બાપા! હરામના ધનનો પાછળ રહેલી પ્રજા કેવો ઉપયોગ કરે છે.

**શારદ**—અરરર અંતે લૈયાજી ધણી થઇ બેઠા? છોકરા તારો કાકો અમથુડો જીવે છે કે?

**ચીમન**—ના ના એતો ગાંઠીઆ તાવમાં હમણાંજ ગુજરી ગયા છે.

**નારદ**—આખા કુટુંબની પાયમાલી થઇ ગઇ. શારદ, આ સાંભળી મારૂં હૃદય દ્રવિત્ થાય છે. આની [ઘંટાકરણ] તો જરૂર ઉંચગતિ કરવી જોઇએ. છોકરા આ કુતરો જો તું મને આપ તો તું કહે તે તને આપું.

**ચીમન**—આ તારો તંબુરો આપીશ?

**નારદ**—હા ભલે.

**ચીમન**—ઉભો રહે, મારી માને પુછી આવું [જતાં જતાં] આને હંમેશાં એક રોટલો ખવરાવજો હો, અમારા દાદા વાંસે અમે રોજ નાખીએ છીએ.

**શારદ**—ગુરૂજી હવે કર્મનો પુરી પાક થયો છે. માટે કૃપા કરી એકવાર ભગવાનનું નામ લેવરાવો તો સારૂં.

**નારદ**—[કુતરાને કાનમાં ફુંક મારી] કાં શેઠિઆ હજુ કાંઇ ભાન આવે છે? વૈકુંઠમાં આવવું છે? વાચાયુકત થઇ બોલ.

**ઘંટાકરણ**—હે પરોપકારી મહાત્મા હું ભુલ્યો, હજારવાર ભુલ્યો, મેં જખ મારી, મેં ધુળ ખાધી, હવે આ અવાચક દશાના દુઃખ મારાથી સહન થતાં નથી. કૃપા કરી એકવાર મનુષ્ય જન્મ અપાવો અપાવો.

**નારદ**-- મનુષ્ય જન્મને પામવું હોય તો બોલ રાધે....કૃષ્ણ.

**ઘંટાકરણ**—[રાધે કૃષ્ણ, રાધે કૃષ્ણ. રાધે કૃષ્ણ] બોલતાં પ્રાણ નીકળી જાય છે.

**નારદ**—ચાલ શારદ, તારી પ્રતિજ્ઞા અને મિત્ર ધર્મ બેઉ સિદ્ધ થયાં. હવે પછી આ મનુષ્ય જન્મને પામી ભગવાનનો ભકત થશે. [જાય છે.]

**અંચળ**—[ઘરમાંથી નીકળતાં] કોણ છે? એ સાધુ?

**ચીમન**—[કુતરાને મરેલો જોઇ] હાય હાય ડાઘીઆને વાઇ આવી કેશું.

**અંચળ**—એટલી વારમાં વાઈ શું આવશે, કાંતો પેલા પરદેશી પાપીઆએ ઝેર દીધું હશે, ચાલ ચાલ, આને ફળીમાં લઇ જઇ પાણી છાંટીએ. ઉપાડી અંદર લઈ જાય છે.]



# અંક ૫ મો.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—સરસ્વતી કિનારે **અંબરીષ**નો આશ્રમ.

**પાત્રો**—કમળા, દાસીઓ, **અંબરીષ**, દુર્વાસા અને શિષ્યો નારદમુની

કમળા અને તેની દાસીઓ.—રાસડો.

તન મનની શુદ્ધિ કરનારી એકાદશી મન હસી,
ઉપવાસી જે રહે નરનાર,

થાય નિરોગીને ઉપજતા સરલ વિચાર—તન મનની.
શરીર સુઘડ શુદ્ધ જળ વડે કરીએ,
દેવ ગુરૂ પૂજ્ય પાય શિર ધરીએ,
વાણી વિચારી મુખે સાચી ઉચરીએ,
જે પ્રિય હિત સહુનુ કરનાર—તન.

સાખી.

વ્રત શિયળ શુદ્ધ પાળીએ વાળીએ મન વિકાર,
હરિ સ્મરણે દિન ગાળીએ કરીએ ફળાહાર.
નિર્જળ રહેવાથી નિર્મળતા આવે,.
ફળાહાર તન મનમાં સ્ફુર્તી લાવે,
અંતરમાં અલૌકીક સુખ ઉપજાવે;
દુઃખી તે દિ અન્ન જમનાર- તન મનની.

**અંબરીષ**—(આવીને) દેવી ચાલો ઠાકોરજીને ભોગ ધરાવી દ્વાદશીનાં પારણાં કરી લઇએ.

**કમળા**—ક્ષમા કરજો નાથ ? આ સખીઓને એકાદશીનું મહાત્સ્ય સંભળાવતાં વિલંબ થયો છે.

**અંબરીષ**—વાહ એતો અવશ્ય કર્તવ્ય છે. તન મનની શુદ્ધિ કરનાર એકાદશી વ્રતનું રહસ્ય સમજીને કરવાથી અધિક લાભ મળે છે.

**પૂર્ણાનંદ**—(આવીને) રાજેંદ્ર, દુર્વાસા મુનિ આવે છે.

**અંબરીષ**—(હર્ષથી) અહો આપણા ધન્ય ભાગ્ય! દ્વાદશીને દિવસેજ મુનિએ કૃપા કરી. દેવી તમે અતિથી સત્કારની સામગ્રી તૈયાર કરાવો ત્યાં હું મુનીરાજને લઇ આવું છું. (અંદર તેડવા જાય છે) (કમળા અતિથી પુજનની સામગ્રી તૈયાર કરાવે છે)

**પૂર્ણાનંદ**—(સ્વગત) આ ભક્તના ભોળપણાનો કાંઈ પાર છે ? દુર્વાસા પ્રતિપક્ષી થઈ આખો દિવસ એનું બુરૂં કર્યા કરે છે. છતાંપણ કહે છે કે ધન્ય ભાગ્ય! મારા જેવો તો એવા તામસીને આંગણેય આવવા ન દે.

**અંબરીષ**—(દુર્વાસાને) આજે પારણાને વખતેજ આપે કૃપા કરી એ મારા ધન્ય ભાગ્ય સમજું છું.

**દુર્વાસા**—દ્વાદશી ધારીનેજ હું આવેલો છું. એક હજાર શિષ્યો મારી સાથે છે. દ્વાદશીના પારણાં તારે ત્યાં કરવા એવો સૌનો સંકલ્પ છે.

**અંબરીષ**—અહોહો? એતો અપાર કૃપા, ભોજન તૈયાર છે.

**પૂર્ણાનંદ**—હા જલદી કરો દ્વાદશી માત્ર એકજ ઘડી બાકી છે.

**દુર્વાસા**—(સ્વગત) બચ્ચાજી એ જોઇનેજ હું આવ્યો છું આજ સુધીનો મારો બધો પ્રયત્ન નિષ્ફળ થયો છે પણ આજે કાંઇને કાંઇ દોષમાં લાવી શાપ આપી બાળી ભસ્મ કરૂં ત્યારેજ મારૂં નામ દુર્વાસા સાચું (પ્રકાશ) એક હજાર માણસને ભોજન કરવાની સામગ્રી તૈયાર છે કે?

**અંબરીષ**—જી હા ઠાકોરજીના ભંડારમાં શું ઊણપ હોય?

**પુર્ણાનંદ**—મહારાજ એક હજાર તો શું પણ દશ હજાર માણસો જમે એટલો રાજભોગ ઠાકોરજીને નિત્ય ધરાય છે.

**દુર્વાશા**—ઠીક ઠીક એતો જાણી મહુત્તા, હમણાં સ્નાન સંધ્યા કરી સૌ આવીએ છીએ

**અંબરીષ**—ભલે વહેલા પધારજો. હું વાટ જોઇ ઉભો છું. પુર્ણાનંદ પાકશાસ્ત્રીને ખબર આપી તૈયારી કરાવો.

**પાકશાસ્ત્રી**—(આવીને) ચિંતા નહિ એક હજાર શું પણ દશ હજાર માણસો જમે એટલી રસોઇ તૈયાર છે.

**અંબરીષ**—ધન્ય છે તમારી સમયોચિત બુદ્ધિને.

**પાકશાસ્ત્રી**—એ બધો આપના પૂણ્યનો પ્રતાપ છે.

**પુર્ણાનંદ**—પણ ભાઇ મને એક શંકા થાય છે.

**પાકશાસ્ત્રી**—શું?

**પુર્ણાનંદ**—દુર્વાસા ભોજન કરવા આવ્યા નથી પણ અતિથી સત્કારમાં દોષ કાઢી છિદ્ર શોધવા આવ્યા જણાય છે માટે

જમતી વખતે શિષ્યોને સમજાવી કદાચ મારી પેઠે એકજ વસ્તુ ઉપર દરોડો પાડે તો શું કરવું ?

**પાકશાસ્ત્રી**—તોપણ ભગવાનના દરબારમાં તુટો આવે તેમ નથી.

**પુર્ણાનંદ**—શું વાત કરો છો ? હજારે જણા કહેશે કે અમે તો એકલું લીલોતરી શાકજ ખાશું, બીજાને હાથ પણ નહિ અડાડીએ તો પછી શું કરવું ?

**અંબરીષ**—મિત્ર પૂર્ણાનંદ, તમે વેદ શાસ્ત્ર પુરાણ ભણ્યાં છતાં પરમાત્માપર શ્રદ્ધા કેમ નથી રાખતા ? દ્રૌપદીના અક્ષય પાત્રમાંથી માત્ર એકજ ભાજીનું પાંદડું પ્રાશન કરી જેણે આખા બ્રહ્માંડને તૃપ્ત કર્યું હતું તે કૃષ્ણ પરમાત્માપર વિશ્વાસ રાખો.

**પુર્ણાનંદ**—એવો વિશ્વાસ હોત તો તમારી પેઠે અમારી પણ ભકતમાં ગણના થાત નહિ ? પણ હવે બારસ વીતી જાય છે અને પેટમાં ભુખ બારસ ઉતાવળી થાય છે.

**અંબરીષ**—દુર્વાસા મુનિ આવતાં સુધી દબાવી રાખો.

**કમળા**—પ્રાણનાથ મુનિને આવતાં વિલબ કેમ થયો ?

**અંબરીષ**—હમણાં આવશે.

**પુર્ણાનંદ**—આવશે ત્યાં તો બારસ વીતિ જશે અને કરેલું વ્રત મિથ્યા થશે.

**અંબરીષ**—પણ બ્રાહ્મણ અતિથી જમ્યા પહેલાં આપણાથી કેમ જમાય ? લ્યો આ ગુરૂ વર્ય નારદ મુનિ પધાર્યા (જોઈને) પધારો પધારો આપે પણ વખતસર કૃપા કરી. (નારદ આવે છે સૌ વંદન કરે છે.)

**નારદ**—કેમ **અંબરીષ** દ્વાદશીના પારણાં કર્યાં ?

**અંબરીષ**—જી ના દુર્વાસા મુનિ પધારવાના છે તેની વાટ જોઇ સૌ ઉભા છીએ.

**નારદ**— ત્યારે તો આજનો મહોત્સવ સફળ થયો.

**અંબરીષ**—(દુર્વાસાને) આજે પારણાને વખતેજ આપે કૃપા કરી એ મારા ધન્ય ભાગ્ય સમજું છું.

**દુર્વાસા**—દ્વાદશી ધારીનેજ હું આવેલો છું. એક હજાર શિષ્યો મારી સાથે છે. દ્વાદશીના પારણાં તારે ત્યાં કરવા એવો સૌનો સંકલ્પ છે.

**અંબરીષ**—અહોહો? એતો અપાર કૃપા, ભોજન તૈયાર છે.

**પૂર્ણાનંદ**—હા જલદી કરો દ્વાદશી માત્ર એકજ ઘડી બાકી છે.

**દુર્વાસા**—(સ્વગત) બચ્ચાજી એ જોઇનેજ હું આવ્યો છું આજ સુધીનો મારો બધો પ્રયત્ન નિષ્ફળ થયો છે પણ આજે કાંઇને કાંઇ દોષમાં લાવી શાપ આપી બાળી ભસ્મ કરૂં ત્યારેજ મારૂં નામ દુર્વાસા સાચું (પ્રકાશ) એક હજાર માણસને ભોજન કરવાની સામગ્રી તૈયાર છે કે?

**અંબરીષ**—જી હા ઠાકોરજીના ભંડારમાં શું ઉણપ હોય?

**પુર્ણાનંદ**—મહારાજ એક હજાર તો શું પણ દશ હજાર માણસો જમે એટલો રાજભોગ ઠાકોરજીને નિત્ય ધરાય છે.

**દુર્વાશા**—ઠીક ઠીક એતો જાણી મહુત્તા, હમણાં સ્નાન સંધ્યા કરી સૌ આવીએ છીએ

**અંબરીષ**—ભલે વહેલા પધારજો. હું વાટ જોઇ ઉભો છું. પુર્ણાનંદ પાકશાસ્ત્રીને ખબર આપી તૈયારી કરાવો.

**પાકશાસ્ત્રી**—(આવીને) ચિંતા નહિ એક હજાર શું પણ દશ હજાર માણસો જમે એટલી રસોઇ તૈયાર છે.

**અંબરીષ**—ધન્ય છે તમારી સમયોચિત બુદ્ધિને.

**પાકશાસ્ત્રી**—એ બધો આપના પૂણ્યનો પ્રતાપ છે.

**પુર્ણાનંદ**—પણ ભાઇ મને એક શંકા થાય છે.

**પાકશાસ્ત્રી**—શું?

**પુર્ણાનંદ**—દુર્વાસા ભોજન કરવા આવ્યા નથી પણ અતિથી સત્કારમાં દોષ કાઢી છિદ્ર શોધવા આવ્યા જણાય છે માટે

જમતી વખતે શિષ્યોને સમજાવી કદાચ મારી પેઠે એકજ વસ્તુ ઉપર દરોડો પાડે તો શું કરવું?

**પાકુશાસ્ત્રી**—તોપણ ભગવાનના દરબારમાં તુટો આવે તેમ નથી.

**પુર્ણાનંદ**—શું વાત કરો છો? હજારે જણા કહેશે કે અમે તો એકલું લીલોતરી શાકજ ખાશું, બીજાને હાથ પણ નહિ અડાડીએ તો પછી શું કરવું?

**અંબરીષ**—મિત્ર પૂર્ણાનંદ, તમે વેદ શાસ્ત્ર પુરાણ ભણ્યાં છતાં પરમાત્માપર શ્રદ્ધા કેમ નથી રાખતા? દ્રૌપદીના અક્ષય પાત્રમાંથી માત્ર એકજ ભાજીનું પાંદડું પ્રાશન કરી જેણે આખા બ્રહ્માંડને તૃપ્ત કર્યું હતું તે કૃષ્ણ પરમાત્માપર વિશ્વાસ રાખો.

**પુર્ણાનંદ**—એવો વિશ્વાસ હોત તો તમારી પેઠે અમારી પણ ભકતમાં ગણના થાત નહિ? પણ હવે બારસ વીતી જાય છે અને પેટમાં ભુખ બારસ ઉતાવળી થાય છે.

**અંબરીષ**—દુર્વાસા મુનિ આવતાં સુધી દબાવી રાખો.

**કુમળા**—પ્રાણનાથ મુનિને આવતાં વિલંબ કેમ થયો?

**અંબરીષ**—હમણાં આવશે.

**પુર્ણાનંદ**—આવશે ત્યાં તો બારસ વીતિ જશે અને કરેલું વૃત મિથ્યા થશે.

**અંબરીષ**—પણ બ્રાહ્મણ અતિથી જમ્યા પહેલાં આપણાથી કેમ જમાય? લ્યો આ ગુરૂ વર્ય નારદ મુનિ પધાર્યા (જોઈને) પધારો પધારો આપે પણ વખતસર કૃપા કરી. (નારદ આવે છે સૌ વંદન કરે છે.)

**નારદ**—કેમ **અંબરીષ** દ્વાદશીના પારણાં કર્યાં?

**અંબરીષ**—જી ના દુર્વાસા મુનિ પધારવાના છે તેની વાટ જોઇ સૌ ઉભા છીએ.

**નારદ**— ત્યારે તો આજનો મહોત્સવ સફળ થયો.

**શારદ**—પણ બારસ તો વીતિ જવા આવી.

**અંબરીષ**—હેં ?

**શારદ**—હેં શું ? માત્ર દશ પળજ બાકી છે.

**પુર્ણાનંદ**—(ટીપણું જોઇને) હા ભાઇ પછી અગીઆરસનું વૃત અફળ થશે માટે પારણાં કરી લેવાં જોઇએ.

**અંબરીષ**—આંગણે આવેલા બ્રાહ્મણ અતિથી જમ્યા પહેલાં આપણે ભોજન કરીએ તો મહાદોષના ભાગી થઇએ.

**કમળા**—તેમ પારણાં નહીં કરીએ તો વૃતનો ભંગ થશે એ પણ દોષરૂપ છે.

**અંબરીષ**—આતો ધર્મ સંકટ આવ્યું. મુનિરાજ કેમ કરશું ? એક તરફ વૃત ભંગ બીજી તરફ અતિથીનો તિરસ્કાર.

**નારદ**—(સ્વગત) આ ચોટ જાણીનેજ હું આવ્યો છું. (પ્રકાશ) એમાં મુંઝાવાનું શું છે ? ઠાકોરજીના ચરણ કમળ ધોઈ ચરણામૃત પીલ્યો અને એક તુલસીપત્ર મુખમાં મુકો એટલે પારણું કર્યું ગણાય અને અતિથીનો અનાદર પણ ન ગણાય.

**પૂર્ણાનંદ**—હા ભાઇ, એ ઠીક. મધ્યમ માર્ગ, લાકડી ભાંગે નહીં અને સાપ મરે નહિ.

**અંબરીષ**--ભલે ત્યારે, રાણી જાઓ, મંદિરમાંથી ચરણામૃતને તુલસીપત્ર લઇ આવો (કમળા મંદિરમાં જાય છે.)

**પ્રતિહાર**—(આવીને) દુર્વાસા મુનિતો સરસ્વતી કિનારે ધ્યાન ધરવા બેસી ગયા છે. શિષ્યો જમવાને ઉતાવળા થાય છે. પણ તે તો ધ્યાનમાંથી ઉઠતા નથી.

**નારદ**—શેનાં ઉઠે ? પવનનો આહાર કરનારાને ભુખ ક્યાંથી લાગે ? (શારદ સામે ઇસારો કરે છે જોયું ? )

**પુર્ણાનંદ**—શિષ્યો તો મારી પેઠે દિવસમાં ત્રણવાર જઠરાઅગ્નિમાં આહુતિ દીએ તે ભુખ્યા કેમ રહિ શકે ? ) કમળા ચરણામૃત અને તુલસીપત્ર લાવે છે. તે બંને રાજા રાણી લીએ છે

અને સહુને આપે છે) (પૂર્ણાનંદ ચરણામૃત લેતાં) આથી કાંઈ મારા જઠરનો જવાળામુખી શાન્ત થાય નહિ.

**નારદ**—જવાળામુખી તો દુર્વાસા મુનિ આવ્યા પછી શાન્ત કરજો.

**પુર્ણાનંદ**—કોનો ? મારો કે એનો ?

**દુર્વાસા**—(એકદમ આવી) અરે નીચ પાતકી અધર્મી તેં મારૂં અપમાન કર્યું છે. અતિથી જમ્યા પહેલાં તેં પારણું કેમ કર્યું ?

**અંબરીષ**—કૃપાનાથ શાન્ત થાઓ ? મેં સ્વધર્મ વિરૂદ્ધ કાર્ય નથી કર્યું અન્ન કે ફળનો એક ગ્રાસ પણ નથી લીધો.

**દુર્વાસા**—જુઠું હળાહળ જુઠું તેં પારણું કર્યું કે નહિ તેનો જવાબ દે ?

**અંબરીષ**—આપને આવતાં વિલંબ થયો અને બારસ વીતિ જતી હતી માટે ઠાકોરજીનું ચરણામૃત અને એક તુલસીપત્ર મુખમાં મૂક્યું છે.

**દુર્વાસા**—બસ એજ પારણું કર્યું કહેવાય મને અતિથી રૂપે નોતરી મારો મોટો તિરસ્કાર કર્યો. હવે મારા અંતરનો અગ્નિ સમાતો નથી. તે તારા પાપનું ફળ આપવાને આ જટામાંથી કૃત્યાનળ પ્રકટ કરી તને બાળી ભસ્મ કરૂં છું.

**કમળા**—ક્ષમા કરો ? ક્ષમા કરો ? મુનિરાજ ? અમારો અપરાધ ક્ષમા કરો. હે હૃષિકેશ, હે સર્વ શકિતમાન પ્રભુ, હે કૃષ્ણ, હે વાસુદેવ, મારા પતિનું રક્ષણ કરો. (દુર્વાસાની જટામાંથી કૃત્યાનલ નીકળે છે અને તેની જવાળા **અંબરીષ** તરફ જાય છે. **અંબરીષ** નિડરપણે ઇશ્વર સ્મરણ કરતાં શાંન્ત ઉભા છે. ત્યાં ધડાકાની સાથે વિષ્ણુંનું સુદર્શન ચક્ર પ્રકટ થાય છે.)

**સુદર્શન**—કોણ છે ? ભગવાનના ભકતને ભસ્મ કરનાર કોણ છે ? (સુદર્શન ચક્ર દુર્વાસા પાછળ ફરે છે અને કૃત્યાનલ બુઝાઇ જાય છે.

દુર્વાસા—(બળું છું બળું છું દુર્વાસા ગભરાય ચક્કર ફરે છે. સુદર્શન તેની પાછળ ફરે છે દુર્વાસા નાશી જાય છે. અને સુદર્શન તેની પાછળ થાય છે.)

ગાયન.

અંબરીષ—સહાય કરજો મુનિ કેરી, છે મુજ મિત્ર નથી કાંઇ વેરી.
સુદર્શન બાઝે મુનિ તન દાઝે, દયાળુ કરોમાં દ્રષ્ટિ ઝેરી,
હાય આ કરણી કેવીં મારી, અતિથી લીધા દુઃખમાં ઘેરી.



# અંક ૫મો.

## પ્રવેશ ૪થો.

સ્થળ—બ્રહ્મલોક, કલાસ, વૈકુંઠ.

પાત્રો—દુર્વાસા, બ્રહ્મા, શંકર, અને વિષ્ણુ શકિતઓ સહીત.

દુર્વાસા—જગતની ઉત્પતિ કરવાવાળા હે ચાર વેદ રૂપી સુખ વાળા બ્રહ્માજી, હે પરમ પૂજ્ય, તમે બચાવો, હું ચારે દિશામાં ફરી વળ્યો સમુદ્ર અને પાતાળમાં ગયો પણ કોઇ દેવ દાનવ કે માનવી મારૂં રક્ષણ કરી શકયું નહી. માટે હે પિતા હું આપને શરણે છું. ત્રણ ભુવનમાં તમારા સિવાય બચાવે તેવું કોઇ નથી.

બ્રહ્મા—(પ્રગટ થઇ) મુનિરાજ તમો બ્રાહ્મણ મારા પુત્ર છો તેથી પુત્રને બળતો જોઈ પિતાના અંતઃકરણમાં શોક થાય એ સ્વભાવિક છે. પણ પુત્ર પ્રાણી માત્ર સુખ દુઃખ ભોગવે છે. તે પોતાનાં કર્મ અનુસાર ભોગવે છે એ નિયમ નિષ્ફળ કરવાને હું સમર્થ નથી. હુ વિધી પોતેજ તેમ કરૂં તો પછી આ સ્રષ્ટિની મર્યાદા કેમ ટકી રહે? માટે તમો શ્રી મહેશ્વરને

શરણે જાઓ એ ભોળાનાથ તમારૂં દુઃખ ટાળવાને સમર્થ છે. (અદ્રશ્ય થાય છે) (કૈલાશ) (બ્રહ્મ લોકમાંથી કૈલાશમાં જાય છે.)

**દુર્વાસા**—અરે પિતાને પણ પુત્રની દયા ન આવી ? ઠીક છે હવે કૈલાશપતિની ભાવના કરૂં હે રૂદ્ર ભગવાન, હે શ્રી કૈલાશપતિ, હે જગતનો લય કરવાવાળા મારા દુઃખનો લય કરો. શ્રી મહાકાળ પ્રભુ હું આપને શરણે છું.

**શંકર**—(પ્રગટ થઇ) મુનિરાજ શા નિમિત્તે ભાવના કરી છે ?

**દુર્વાસા**—હે ભોળાનાથ, ત્રાહી, ત્રાહી, હું આ સુદર્શનના તાપથી બળું છું મારા રોમે રોમમાં અગ્નિ પ્રજલીત થયો છે આ દાવાનળ દુઃખથી મને છોડાવો.

**શંકર**—મુનિરાજ વિષ્ણુનું સુદર્શન આમ બાળીને ભસ્મ કરે એ પ્રસંગ મેં આજેજ જોયો. એવો તમારો શું અપરાધ છે કે આ સુદર્શન તમારી પાછળ લાગ્યું છે?

**દુર્વાસા**—મેંતો કાંઇ અપરાધ કર્યો નથી ઉલટો મારો તિરસ્કાર વિષ્ણુના ભકત **અંબરીષે** કર્યો છે. અને વિષ્ણુયે ભ્રગુ રૂષીનું વેર વાળવાને કે ગમે તે કારણે આ સુદર્શન મારી પાછળ છોડયું છે. આપ ભોળાનાથ મને બચાવો.

**શંકર**—(સ્વગત) હજુ આ પોતાનો દોષ જોતો નથી. પણ વિષ્ણુ ભગવાનનો દોષ કાઢે છે. (પ્રકાશ) દુર્વાસા એ ભ્રગુ રૂષી કે જેણે વિષ્ણુ ભગવાનની છાતીમાં પાટુ મારી ભ્રગુ લાંછન તરીકે નિશાની આજ પર્યંત કાયમ રાખી છે. તેપણ તમારા જેવા એક બ્રાહ્મણ હતા અને તમે આજે વિષ્ણુનાં એક આયુધરૂપી સુદર્શનચક્રથી આટલા ડરી મરો છો તેનું શું કારણ ? તમે પણ મોટા તપસ્વી છો.

**દુર્વાસા**—કૃપાનાથ મારૂં લાખો વર્ષનું તપ બધું આ સમયે કયાં ગયું તે હું જાણી શકતો નથી.

**શંકર**—કયાંથી જાણી શકો ? જાણી શકવાની શક્તિ અને સામર્થ્ય

બધું ક્રોધને આધિન થઇ ભગવાનનાં ભકતનો દ્રોહ કરવાથી નષ્ટ થયું. દુર્વાસા કાંઇ સમજ સમજ. ક્રોધ રૂપી અગ્નિ તને સુકો કાષ્ટ જેવો ગણી બાળે છે.

**દુર્વાસા**—ભોળાનાથ હું કાષ્ટવત્ હું પથ્થરવત્, પણ આપને શરણે આવ્યો છું. વિષ્ણુના કોપમાંથી આપે અનેક દેવ દાનવને બચાવ્યા છે. તો હું બ્રાહ્મણનો પુત્ર આપને શરણે છું.

**શંકર**—દુર્વાસા એવી રીતે શુભ સંકેત હોય છે ત્યાં હું દયાની ખાતર બચાવું છું પણ ભગવાનનાં ભક્તનાં દ્રોહીપર દયા કરવાને મને અધિકાર નથી માટે હું તમને ઉપાય બતાવું છું કે વિષ્ણુ ભગવાનની પાસે જાઓ.

**દુર્વાસા**—હાય હાય મહાદેવ જેવા મ્હોટામાં મ્હોટા દેવે પણ મને શરણ ન આપ્યું હવે હું શું કરૂં ? (સુદર્શન નજીક આવે છે) સુદર્શન તો જેમ વખત જાય છે તેમ તેમ મને વધુ પીડા કરે છે. હે દયાળુ હે વૈકુંઠ પતિ હે મધુસુદન હે ઉપેદ્ર હે લક્ષ્મી પતિ વિષ્ણુ ભગવાન આપને હું શરણ છું. (મુર્છીત થઇ પડે છે) (કૈલાશ અદ્રશ્ય થાય છે અને વૈકુંઠમાં જાય છે.)

**વિષ્ણુ**—હે મહાન્ તપશ્વી દુર્વાસા; તમારી એક કટાક્ષ માત્ર આખી સૃષ્ટિને ધ્રુજાવવાને સમર્થ છે છતાં તમેં પોતે કેમ ધ્રુજો છો.

**દુર્વાસા**—હે હરિ, મેં તમારા દાસ **અંબરીષ**પર કૃત્યાનલ છોડી મહા અઘોર પાપ કર્યું છે. આપનાં કૃપાપાત્ર **અંબરીષ**ના મહિમાની મને ખબર નહોતી. મારા ઉપર અનુગ્રહ કરી આપનાં સુદર્શન ચક્રને પાછું ખેંચી લ્યો.

**વિષ્ણુ**—અરે ક્રોધી દુર્વાસા વિચાર, વિચાર, તારૂં અગાધ તપોબળ અને સાત્વીક બ્રાહ્મણપણું કયાં ગયું ?

**દુર્વાસા**—એ બધું આપનાં ભકતનો દ્રોહ કરવાથી બળી ભસ્મ થયું મારા ક્રોધી સ્વભાવને લીધે અત્યારે સત્વબળ વગરનો શુકાં

કાષ્ટ જેવો સુદર્શનનાં ભયથી બળી મરૂં છું કૃપા કરી સુદર્શન ચક્રને પાછું ખેંચી લ્યો અને બ્રાહ્મણને બચાવો.

**વિષ્ણુ**—એ ચક્ર પાછું ખેંચી લેવાને હું સ્વતંત્ર નથી એતો મેં **અંબરીષને** આધીન કર્યું છે.

**દુર્વાસા**—કૃપાનાથ આપનું આયુધ પાછું ખેંચવાને આપ સ્વતંત્ર નથી એ હું કેમ માની શકું ?

**વિષ્ણુ**—દુર્વાસા હું ખરૂં કહું છું. એ ચક્ર તો શું પણ હું અને મારૂં સર્વસ્વ મારા ભક્ત **અંબરીષને** આધીન છે એણે પ્રેમ ભક્તિથી મને પોતાનો કરી લીધો છે.

**દુર્વાસા**—આપ જગતનું પાલન કરવાવાળા વિષ્ણુ પણ મારૂં દુઃખ ટાળી શકતા નથી ત્યારે હવે મારે કોને શરણે જવું ?

**વિષ્ણુ**—તમારે બચવું હોય તો એ મારા ભક્ત **અંબરીષને** શરણે જાઓ. સુદર્શન ચક્રને પાછું વાળવાને એ સમર્થ છે.

**દુર્વાસા**—(સ્વગત) અરેરે મારો કેવો વખત આવ્યો; જેને હું કાંઇપણ ગણનામાં ગણતો નહતો જેને દુઃખ આપવામાં કાંઈ પણ બાકી રાખ્યું નથી તેની પાસે મારે ક્ષમા માગવા જવી એ કેવો દુઃખદ પ્રસંગ. ભક્તિનો આ કેવો પ્રભાવ?

# અંક ૫ મો.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—અંબરીષનો રાજ મહેલ.

**પાત્રો**—**અંબરીષ**, કમળા, માલતી, પૂર્ણાનંદ, નારદ, નાભાગ, મહારાણી વિગેરે.

**અંબરીષ** }
**કમળા** } —[ઉભા ઉભા પ્રભુ સ્મરણ કરતાં પ્રાણી માત્રનું શ્રેય થાઓ એમ જપે છે.]

**પુર્ણાનંદ**—ભક્તરાજ, આમને આમ એક વર્ષદીનાં ઉપવાસ થયા હવે પારણાં કરી લીયે તો સારૂં.

**અંબરીષ**—એક વર્ષ તો શું પણ આમને આમ હજારો વર્ષ વિતી જાય તોપણ દુર્વાસા વિનાં મારે અન્નજળ લેવાની પ્રતિજ્ઞા છે. એક તો બ્રાહ્મણ અને વળી અતિથી દ્વાદશીને દીવસે મારે આંગણેથી ત્રાસ પામીને ગયા ને હું અન્નજળ લઉં ? (કરૂણા યુક્ત) હાય હાય તે કેટલો દોષ ?

**માલતી**—બેન ત્યારે તમે તો પારણાં કરી લીઓ ? જુઓને તમારૂં શરીર કેવું સુકાઇ ગયું ?

**કમળા**—મારા પતિ પહેલાં મારાથી કેમ જમાય ? માલતી તારાથી સતી ધર્મ અજાણ્યો છે કે આવી શીખામણ તું મને આપે છે ?

**અંબરીષ**—અરે પ્રભુ તમને આ શું સુજયું મારા માટે થઈ એક તપસ્વી બ્રાહ્મણને દુઃખ શામાટે દીધું ? શામાટે ચક્ર છોડયું ? હે નાથ તમે આવા નિર્દય કેમ થયા ?

**પુર્ણાનંદ**—મુનિનું રક્ષણ તો ભગવાન કરશે પણ તમે જરા હેઠા બેસી પાણી તો પીઓ ?

**અંબરીષ**—પાણીની શી જરૂર છે ? પ્રાણવાયુમાં અન્ન પાણીને અગ્નિ બધું ભર્યું છે. તમે નથી જાણતા કે હજારો વર્ષ તપ કરનારા મુનિઓ માત્ર વાયુ ભક્ષણ કરીને રહે છે; ચૈતન્ય રૂપ પરમાત્માનું અનન્ય ભાવે ચિંતવન કરનારને કશા પદાર્થની જરૂર નથી. સત્ચિત આનંદ સ્વરૂપમાં શું ઉણપ છે ?

**નારદ**—(આવીને) **અંબરીષ**, હવે તો અમને રજા આપો. આજે અમે વૈકુંઠમાં જવાનો સંકલ્પ કર્યો છે.

**અંબરીષ**—દુર્વાસા મુનિનું દુઃખ ટાળીને પછી જવું હોય તો જજો. ત્યાં સુધી આપને જવા નહીં દઉં.

**દુર્વાસા**—[પ્રવેશ કરીને ત્રાહી, ત્રાહી, ભકતરાજ મને બચાવો હું આપને શરણે છું [નીચે પડી દંડવત્ પ્રણામ કરે છે.]

**અંબરીષ**—[હાથ ઝાલી બેઠા કરે છે] હું હું મુનીરાજ આ શું કરો છો? હુંતો આપનો દાસ આપનાં ચરણની રજ છું. આપનિ આવી સ્થિતી જોઇ મારા અંતઃકરણમાં ઘણું દુઃખ થાય છે.

**દુર્વાસા**—હે ભક્ત શીરોમણી પ્રાણી માત્રને નમન કરવા યોગ્ય પરમ પવિત્ર આત્મા મેં હવે ભક્ત અને ભક્તિનો મહિમા જાણ્યો. તમારા વિનાં મને હવે આ સુદર્શનનાં ત્રાસથી છોડાવનાર ત્રણ ભુવનમાં બીજો કોઇ નથી. હું છેવટ વિષ્ણું પાસે જઇ આવ્યો. હવે મને બચાવો બચાવો.

**પુર્ણાનંદ**—ભક્તને તો એટલુંજ જોઇએ છીએ. **क्षमा वीरस्य भूषणम्** એજ એનું લક્ષ્ય સ્થાન છે. એક વર્ષ થયાં બંને જણાં તમારે માટે ઉપવાસી છે.

**અંબરીષ**—અહો પ્રભુ આપની ગતિ અકળ છે. મુનિરાજ વિષ્ણુ ભગવાનની એમજ આજ્ઞા હોય તો હું હમણાંજ સંકલ્પ કરૂં છું. હે પ્રભુ હે જગદીશ્વર પરમાત્મા મારા અંતઃકરણમાં આ દુર્વાસા મુનિ પ્રત્યે સંપુર્ણ પ્રેમ અને પૂજ્યભાવ હોય અને એવોને એવો અવિછિન્ન આજ પર્યંત અચળ રહ્યો હોય અને રંચ માત્ર પણ દ્વેષ ઉત્પન્ન ન થયો હોય તો આ સુદર્શન પાછું હઠી જાઓ અને મુનિનાં તન મનને શાન્તિ થાઓ. [સુદર્શન ચક્ર પાછું વળી વૈકુંઠમાં જાય છે.]

**નારદ**—ધન્ય છે **અંબરીષ** ધન્ય છે, ભક્ત શિરોમણી ધન્ય છે. રાગ ્ેષ રહિત ભક્ત ધન્ય છે. [દુર્વાસાને] મુનિરાજ ભક્તિનો પ્રભાવ જોયો?

**દુર્વાસા**—હા પુરે પુરો જોયો.

ગાયન—[સીયા રામજીસે ગર્વ કર્યો એ રાહ.]

હવે મેંતો ભક્તિ તણો ભેદ ભાળ્યો,<br>
ગર્વ અંતરનો ગાળ્યોરે—હવે.

જપ તપ, યજ્ઞને સિદ્ધિઓ મ્હારી.
પ્રભુ કૃપાવિણ કાચી.
યાચી મારી સત્ય કહું છું
પ્રેમ લક્ષણા ભક્તિ સાચીરે—હવે.

[વિષ્ણુ વૈમાન લઈને પ્રગટ થાય છે.]

વિષ્ણુ—બસ દુર્વાસા એટલીજ જરૂર હતી. હવે તમે ક્રોધ ને અભિમાન રહિત શુદ્ધ સાત્વીક હ્રદયના દેવોને નમન કરવા યોગ્ય છો. આપ આપને આશ્રમે પધારો. [દુર્વાસા જાય છે.]

અંબરીષ }
કમળા } —[વંદન કરીને.]

ગાયન.—ભેરવી

શરણાંગત પ્રતિપાળ, પ્રભુ છો શરણાંગત પ્રતિપાળ.
અણિને સમયે અંતર્યામિ,
લિધિ દાસની સંભાળ —પ્રભુ છો.
અકળ કળા ઇશ, કળી ન શકાતી
છાતી ભરાતી, દીન દયાળ —પ્રભુ છો.
દાસ મતિ ગતી, ગળી જાતી
પ્રેમ સમાતી આકાળ —પ્રભુ છો.

[વૈમાન નીચે ઉતરે છે.]

વિષ્ણુ—અંબરીષ, તમારો અધીકાર વધવાથી મૃત્યુ લોકનાં ક્ષણીક સુખો હવે તમારે લાયક નથી માટે વૈકુંઠનું અવીચળ સુખ ભોગવવાને આ વૈમાનમાં દંપત્તિ બેસી જાઓ. પુત્ર વિજયસિંહ ગાદી ચલાવવાને યોગ્ય છે.

અંબરીષ—કૃપાનાથ જેના ઉપકારનો બદલો જગતમાં કોઈ વાળી શક્યું નથી. જેણે મને અપાર સુખ આપ્યું છે તે મારા પરમ હિતસ્વી માત પિતાને વૈમાનમાં બેસાડયા વિનાં મારાથી કેમ બેસાય ?

વિષ્ણુ--એ સંકેત સમજીનેજ તેઓને મેં અહીં આવવા સુચના કરેલ છે. જો આ આવ્યાં [નાભાગ અને મહારાણી પ્રવેશ કરે છે **અંબરીષ** કમળા નમે છે] તારી ઈચ્છા પૂર્ણ કર. કુળમાં એક ભકત ઉત્પન્ન થાય તો આગલી પાછલી સાત પેઢીનું તારણ કરે. તો **અંબરીષ** જેવા પુત્રનાં માત પિતાને વૈકુંઠની પ્રાપ્તી કેમ ન થાય ? જાઓ આનંદથી બેસી જાઓ.

[નાભાગ તથા રાણી બેસતાં.]

**મહરાણી**--પુત્ર તો **અંબરીષ** જેવા થજો.

વિષ્ણુ--જા બચ્ચા, કમળા બેસી જા.

**કમળા**--કૃપાનાથ, વૈકુંઠનો માર્ગ બતાવનાર સદ્ગુરૂ ભોમિયા વિનાં અમે ભુલા પડીએ માટે દેવર્ષિ નારદ બેઠા પછી અમે બેસીશું.

વિષ્ણુ--બરાબર છે આ બધું માન તેમનેજ ઘટે છે. પધારો દેવર્ષિ આપ વિનાં વૈકુંઠમાં ઉદાસી છવાઈ રહી છે. [નારદ બેસે છે.]

વિષ્ણુ--**અંબરીષ** હવે બેસી જાઓ.

**કમળા**--પુત્ર, ભગવાનની ભક્તિથી અમે તારા જેવા કુળ દીપક પુત્રને મુકીને આ સદેહે વૈકુંઠ જઈએ છીએ તેથી અમારા જેવું કોઈ ભાગ્યશાળી નથી. તું પણ તારા પિતાનાં જેવો શ્રદ્ધાવાન છે તો તારા બધા મનોરથ શરણાંગત પ્રતિપાળ ભગવાન પૂર્ણ કરશે. [ભેટીને વૈમાનમાં બેસે છે. અને વૈમાન ઉંચે ચઢે છે.]

**વિજય**--આપનો આશીર્વાદ સફળ થાઓ. ભગવવાનનો આશરે હું સદા નિર્ભય છું.

ગાયન.

સર્વે મળી—પ્રેમ ભક્તિ સર્વ શક્તિ અર્પે જનપ્રતિ,
સકળ સુખની એ છે ફળ, જાણે શુદ્ધ મતિ.
થાય ઉચ્ચ ગતિ, ભેટે જગપતિ —પ્રેમ.
શમ દમ યમ નિયમવિણ, જે તપ કરે;
ભકત જનનો કરે દ્વેષ ધરે જે જન ક્રોધાવેશ.
પામે વિપત્તિ —પ્રેસ લક્તિ.





# વૈદ્યરાજ મૂળશંકર ત્રંબકલાલની જુની અને જાણીતી વંશપરંપરાથી શાસ્ત્રોક્ત વૈદિક ધંધામાં પ્રખ્યાતી પામેલી અને એક સૈકાથી ચાલતી આવતી ઔષધશાળાની રામબાણ દવાઓ.



નાનાં બચ્ચાંઓને શક્તિ આપનારી કેસર કસ્તુરી તથા અંબરવાળી

"ઉત્તમ બાળાગોળી તથા બાળ સોગઠી"

જો તમે બાલામૃત જેવા મીઠાં પાણી પાઈ કંટાળી ગયા હો તો આ અમારી પ્રાચીન શોધની તદન વનસ્પતિમાંથી બનાવેલી ઉત્તમ બાળાગોળી વાપરવા ખાસ ભલામણ છે. આ બાળાગોળી ફીકો ચહેરો, ઝીણો તાવ, અતિસાર, ઉધરસ, ખરાબ લોહી, ભરાઇ જવું, વધરાવળ, આંકડી, ચુંક, પેટની ઝીણી જીવાંત વગેરે દરદોને દુર કરી લોહી સુધારી પગમાં ચેતન લાવવામાં અકસીર છે એમ ઘણાઓને અનુભવ થયો છે. બાળકોના શરીરને તંદુરસ્ત તથા રૂષ્ટપુષ્ટ બનાવવા એ તેનો મુખ્ય ગુણ છે. ગરીબ તથા શ્રીમંત એક સરખો લાભ લઇ શકે તે માટે માલ ચડ ઉતર બનાવવામાં આવે છે.

| | | |
|---|---|---|
| નંબર ૧લો ૧૦૦ ગોળીનો | ૧ રૂા. | અમારો કોઇ એજન્ટ નથી. |
| ,, રજો ૧૦૦ ,, | ૦॥ | |
| ,, ૩જો ૧૦૦ ,, | ૦। | |

બાળ સોગઠી નંગ ૧ રૂા. ૦।

આ ગોળીથી દીવસે બચ્ચું આનંદથી રમ્યા કરે છે અને રાત્રે સારી ઉંઘ લે છે. બાળકોના તમામ દરદો ઉપર આ ગોળી સારૂં કામ કરે છે. વાપરવાની રીત દવાઓ સાથે.

પત્ર વ્યવહાર—**વૈદરાજ મૂળશંકર ત્રંબકલાલ**

કોઠારીયા ગેઇટ,—રાજકોટ.

# સંગીત રત્નમાળા.

## ભાગ પહેલો તથા બીજો.

દરેકની કીંમત ૨–૦–૦ પોસ્ટ ૦–૪–૦ જુદું.



હારમોનિયમ અને બીજા વાજીંત્રો દીલરૂબા સિતાર વિગેરે શિક્ષકની મદદ વિનાં જાતે સહેલાઇથી કેમ શીખી શકાય, તેની સરલ સમજણ નવા સુધરેલા જમાના પ્રમાણે આપી છે.

કાઠીઆવાડ અને ગુજરાતના દરેક રાજકુમારો માસ્તર લક્ષ્મીશંકરની સંગીત–રત્નમાળાનો ઉપયોગ કરે છે.

રાગધારી તેમજ નાટકી સારાં લોકપ્રિય ગાયનોપર નિશાની મુકી એવી સહેલાઇથી સમજાવેલું છે કે સાધારણ સમજવાળા સ્ત્રી પુરૂષો પણ તુરત હારમોનીયમ શીખી શકે છે.

આ પુસ્તક હજી સુધી કોઇપણ ઠેકાણે મળતું નથી.

લખો—**માસ્તર લક્ષ્મીશંકર રણછોડજી ત્રીવેદી,**
રાજકુમાર કોલેજના સંગીત માસ્તર,
કરણપરા નાં. ૧૧—રાજકોટ (કાઠીયાવાડ)

તેમજ

**જીવણલાલ વિ. હરિશંકર ભટ્ટ,**
કેશરી–જીવનશાળા મોરબી (કાઠીયાવાડ.)

